"સસ્તું સાહિત્ય" એટલે "ઊંચામાં ઊંચું સાહિત્ય"

# આત્મનિરીક્ષણ

## અને સંકલ્પ

ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ ૨

એક રૂપિયો

'સસ્તુ' સાહિત્ય' એટલે 'ઊંચામાં ઊંચું' સાહિત્ય'

# આત્મનિરીક્ષણ

## અને સંકલ્પ



લેખક

રમણલાલ વસંતલાલ દેસાઈ



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઇ ૨



એક રૂપિયો

# નિવેદન

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલયનો બોજો માથે પડ્યા પછી પુસ્તકની દુનિયામાં અને સાહિત્યક્ષેત્રમાં અનેક ઓળખાણો અને સંબંધો બંધાયા. લેખકો સાથેના કંઈક પ્રસંગો અનિચ્છનીય અને શોચનીય પણ હતા; પણ ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમાં અજોડ અને અગ્રણી સ્થાન ધરાવનાર રા. રા. રમણલાલ વસંતલાલ દેસાઈ સાથેનો પરિચય સૌથી વિશેષ આનંદદાયક નીવડયો એમ વિનાસંકોચે કહી શકાય.

જાણીતા સાહિત્યકારનું પુસ્તક આ સંસ્થા છપાવે તેમાં લેખકને વધુ કીર્તિ અને પ્રસિદ્ધિ પ્રાપ્ત થાય છે અને તેનું શિક્ષણ હજારો વાચકોના હાથમાં આખા મહાગુજરાતમાં અલ્પ સમયમાં ફેલાઈ જાય છે એ વાત હવે વધુ સમજાવા લાગી છે.

રા. રમણલાલ દેસાઈને એક પુસ્તક આ સંસ્થાને આપવાની વિનંતિ કરતાં તેમણે તે વિનાસંકોચે કબૂલ કર્યું; કંઈક મુશ્કેલીઓ હતી, તે તેમણે નિવારીને આ ગોઠવણ તુરત જ કરી આપી. તે માટે ધન્યવાદ આપતાં અમારે કહેવું જોઈએ કે સાહિત્યકારોમાં અમોએ તેમનામાં છે તેટલાં આર્જવ, નિખાલસતા અને સૌજન્ય આજપર્યંત જોયાં નથી.

ઊંડો વિચાર કરવાની અને તેનું પરિણામ આહ્લાદક ભાષામાં મૂકવાની તેમની દક્ષતા આ પુસ્તકમાં પાનેપાને તરી આવશે. ‘ટોપી માથે બેસતી હોય તો પહેરી લ્યો,’ એ ન્યાયે

કોઈકને કયાંક આ પોતા તરફ નંખાયલી 'સર્ચલાઈટ'—મહાન આત્મપરીક્ષા જરા સખત જરૂર લાગશે. પણ જગતના નૈતિક શિક્ષકો સત્ય ઉપર જ ભાર મૂકનારા હતા અને તેમણે હમેશ ચોખ્ખું સંભળાવવામાં પાછી પાની કરી જ નહોતી. આમ છતાં તેમના નિવેદનમાં લેખકની નમ્રતા અમૂલ્ય દાગીનામાં મોટા હીરાની જેમ ઝબકી રહી છે.

જૂનું શિક્ષણ નવા જમાનાને બંધબેસતું વીસમી સદીના મશહૂર લેખકની કલમથી પ્રજાને આ પુસ્તકમાં મળે છે. જૂનું શિક્ષણ એટલે હિંદુસ્તાનનો પરંપરાથી જળવાઈ રહેલો આર્ય-સંસ્કાર. સત્ય અને અહિંસા ખરેખર સત્ય અને અહિંસક હોય તો બાયલાઓ નહિ પણ નીડર અને વીરત્વવાળા સજ્જનો પેદા કરે છે અને મહાન રાષ્ટ્રના પાયા નાખવા હોય તો શબ્દોથી અને યુક્તિઓથી અને છેતરપિંડી કે સ્વાર્થથી નહિ પણ શુદ્ધ હેતુઓથી, સચ્ચાઈથી અને પ્રામાણિક કાર્યોથી જ નાખી શકાય છે એ આ ઉત્તમ ગ્રંથમાં સચોટ દેખાડવામાં આવ્યું છે.

મુંબઈ,
તા. ૨૦–૯–૪૪

સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટના ટ્રસ્ટીઓ વતી
**મનુ સૂબેદાર** (પ્રમુખ)

# લેખકની પ્રસ્તાવના

'શારદા'ના તંત્રી શ્રી. રાયચુરાએ બે વર્ષ ઉપર 'શારદા' માટે ટૂંકા લેખ લખવા મને પ્રેર્યો.

છેલ્લાં બે વર્ષ રાષ્ટ્રિય દૃષ્ટિએ પરાજયનાં–કહો કે નિરાશાનાં વર્ષ ગણાય. નથી પ્રજા ગાંધીજીને ટેકો આપી શકી; નથી પ્રજાએ ગાંધીજી વગર પણ કાંઈ મહત્ત્વનું કાર્ય કર્યું. યુદ્ધને અંગે ઊભા થયેલા ધંધા, નોકરીઓ, સગવડોનો લાભ મેળવી દાંભિક દેશાભિમાનની વાતો કરનાર આપણે સહુ કેટલા નીચી કક્ષાએ છીએ એનો વિચાર આંતરાવલોકન પ્રેરી રહ્યો હતો.

એના પરિણામે પ્રજાને ઘડનાર કહેવાતા વર્ગોના વ્યક્ત નમૂનાઓની હૃદય સાથે એકતા મેળવી તેનું પૃથક્કરણ કરવાની જરૂર લાગી. એમાંથી 'આત્મનિરીક્ષણ'ની લેખમાળા ઉદ્‌ભવી, જે 'શારદા'માં એક વર્ષ ચાલી.

'આત્મનિરીક્ષણ' વાંચી રખે કોઇ એમ માને કે અમુક વર્ગની ટીકા અર્થે જ આ લેખમાળા લખાઇ છે. સહુએ પોતાના હૃદયમાં ઊંડા ઊતરવાનો આજ પ્રસંગ છે. અને મને મારી પોતાની અંગત ખામીઓ નિહાળતાં એમ જ લાગે છે કે આપણું વ્યક્તિગત જીવન હજી આપણા સામાજિક કે રાજકીય જીવનને વ્યર્થ અને નિષ્ફળ બનાવી રહ્યાં છે.

મારી માન્યતા ખોટી હોય તો હું રાજી થઈશ.

'આત્મનિરીક્ષણ'માંથી ઉદ્‌ભવતી નિરાશા એ કાંઇ સર્વકાલીન વૃત્તિ બની શકે નહિ–બનવી જોઇએ નહિ. એટલે એના ઉતાર તરીકે બીજે વર્ષે 'સંકલ્પ'ની લેખમાળા લખવી શરૂ કરી–જે સપ્ટેમ્બરમાં પૂર્ણ થાય છે.

સસ્તા સાહિત્યની ભવ્ય યોજનાનું સુકાન ઝાલી એ યોજનાને સાચી દિશાએ વાળી રહેલા શ્રી. મનુ સૂબેદારે એ લેખમાળા સસ્તા સાહિત્યને માટે પ્રગટ કરવા માગી. મેં આ બન્ને લેખમાળા છાપવા માટે તેમને આપી જે આજ પુસ્તકરૂપ ધારણુ કરે છે. મને અને મારી લેખમાળાને અપાયલા મહત્ત્વ માટે હું સસ્તું સાહિત્ય મુદ્રણાલયના ટ્રસ્ટીઓનો આભારી છું.

સાહિત્યકાર કે વિચારક હોવાનો મેં કદી દાવો કર્યો નથી. સામાન્યતામાં હું રાચતો આવેલો છું. આ બન્ને લેખમાળા સામાન્યતઃ જનતા વાંચે અને એની પાછળ રહેલા, એક ડગલું વ્યક્તિગત રીતે આગળ વધવાના ઉદ્દેશને સહજ પરખે તો મારે માટે બસ છે. 'સમષ્ટિમાં ફેલાતી મહામારીનાં જંતુ કદાચ આપણા જ વ્યક્તિજીવનમાંથી જાગતાં હોય!' એટલું જ વિચારબિંદુ આખી લેખમાળાના સૂત્રરૂપ છે.

બીજા કશા પ્રસ્તાવની આ પુસ્તકને જરૂર નથી. કોઈને પણ લેખમાં રહેલા કટાક્ષ વધારે પડતા લાગે તો તે બીજા કોઈને ઉદ્દેશીને નહિ પરંતુ મને જ ઉદ્દેશીને લખાયા છે એટલે અત્યુક્તિ માટે મને ક્ષમા કરે. મારું લખાણુ અત્યુક્તિ ઠરે અને મારી ટીકાઓ જૂઠી સાબિત થાય એમ જોવા હું જ પોતે અતિ આતુર છું.

૫ સપ્ટેમ્બર, ૧૯૪૪ }
અમરેલી }

રમણલાલ વ. દેસાઈ

# અનુક્રમણિકા

# સંકલ્પ

# આત્મનિરીક્ષણ

## ૧

## પરાધીનતાનું પાપ

જગત આગળ વધે છે. માનવજાત પ્રગતિને પંથે છે. સ્વાતંત્ર્ય, ન્યાય અને માનવબંધુત્વની ભાવના જોર પકડતી જાય છે. પ્રજાઓ એકબીજાની બહુ પાસે આવતી જાય છે. આંતરરાષ્ટ્રિય રાજકારણ વધારે અને વધારે ઊંપસતું જાય છે.

આવી આવી વાતો બહુ સાંભળી. આવા આવા સિદ્ધાંતો વિષે જોરશોરથી થતાં વ્યાખ્યાનો સાંભળ્યાં.

અને છતાં જગતને મોખરે રહેલી, જગતની આગેવાની ભોગવતી, જગતને દોરવાની તાકાતનો ઘમંડ સેવતી અને જગતનાં સુખસાધનો વધારવા વિજ્ઞાનને વિકસાવી જગત ગુરુત્વનું આસન માગતી, બ્રિટિશ, જર્મન, ફ્રેન્ચ, અમેરિકન, જપાનીઝ અને રશિયન પ્રજાઓ આજ ફાવે તેમ સામસામે ગોઠવાઈ સ્મશાનનાં ભૂતપિશાચ ડાકિની—શાકિનીનાં નર્તન જગાડી વ્યાપક મોતની ચિતાઓ જગતભરમાં સળગાવી રહી છે!

આનું નામ પ્રગતિ? આનું નામ માનવબંધુત્વ? આને આપણે માનવસ્વાતંત્ર્યનો માર્ગ કહીશું?

આપણે જરા આપણા હૃદયમાં ઊંડા ઊતરીએ. આપણે આપણા માનસનું જરા પૃથક્કરણ કરીએ. આપણા આત્માનું નિરીક્ષણ કરીએ. વ્યક્તિને અને વ્યક્તિના સમૂહને ગાઢ સંબંધ છે. જગતને ભડકે બાળતી ચિતા આપણા હૃદયની કોઈ ચિનગારીમાંથી પ્રગટી હોય. માનવ ખોપરીઓની રૂંઢમાળ રચતી આ યુદ્ધશિકોતરી આપણા માનસમાં છૂપી રીતે ઊછળતી કોઈ ઝેરભરી ઊર્મિનું વિકરાળ પ્રતિબિંબ પણ હોય.

આપણે આપણને વધારે સ્પષ્ટતાથી ઓળખીએ. સમષ્ટિમાં ફેલાતી મહામારીનાં જંતુઓ કદાચ આપણા જ વ્યક્તિજીવનમાંથી કેમ નહિ જાગતાં હોય?

શું એમ નથી લાગતું કે વ્યક્તિનાં પાપ વિસ્તૃત બની રાષ્ટ્રિય પાપના ભયાનક પડછાયારૂપે પ્રજાઓનાં જીવનમાં–ઇતિહાસમાં કાળાશ પૂરે છે?

પછીનું પગલું સહજ છે.

એક રાષ્ટ્રનું પાપ બીજા રાષ્ટ્રના પાપ સાથે અથડાય એટલે એમાંથી સંહારની રુધિરરંગી જ્વાળા ભભૂકી ઊઠે છે. એને આપણે યુદ્ધ કહીએ છીએ.

યુદ્ધની આસપાસ મહાકાવ્યો રચાયાં છે; યુદ્ધે માનવકલ્પનાને ઉત્તેજિત કરી છે; યુદ્ધે વીરત્વની પ્રેરણા આપી છે. એ બધું ખરું. આડકતરી રીતે યુદ્ધનાં પરિણામમાં કદી કશી ઊજળાશ આવી ગઈ હશે.

પરંતુ હવે, માનવ જાતની વિકાસની આ ક્ષણે તો યુદ્ધની મનોહર કલ્પના પણ તેને પાપ મનાતું અટકાવી શકે એમ

નથી. આજના અને પચીસ વર્ષ પહેલાંના એ બન્ને જગત-ઝઘડામાં મહાભારત રચવાનું વીરત્વ પ્રેરણા આપતું દેખાયું નથી. એમના સરખો નિરર્થક સંહાર, ભાવનારહિત વિનાશ, સાચની ઝળક નીચે ઢંકાયેલું પારાવાર જુઠ્ઠાણું અને ઉગ્ર સ્વાર્થ કાવ્યપ્રેરક બન્યાં નથી.

એક માનવીને બીજા માનવી સાથે મળતાં, હળતાં, જીવતાં ન આવડે એટલે એ પશુબળનો આશ્રય લેઈ બાથે પડે. એ નાની લાગતી અમાનુષી પ્રવૃત્તિને આપણે મારામારી કહી જતી કરીએ. પરંતુ એમાં જ યુદ્ધનાં ઝેરી જંતુ વસે છે.

એક રાષ્ટ્રને બીજા રાષ્ટ્ર સાથે મળતાં, હળતાં, જીવતાં ન આવડે એટલે એ રાષ્ટ્ર પણ પશુબળનો આશ્રય લેઈ બાથે પડે. મારામારીના એ અમાનુષી પ્રસંગને આપણે યુદ્ધ કહી એમાં મહત્ત્વ નિહાળીએ છીએ. વ્યક્તિગત ઝેરી જંતુઓ ફેલાઈ મહામારી ઉપજાવે છે. વિજેતા પરાજિતને પરાધીન બનાવે છે.

પરંતુ પરાધીન બનવું અને પરાધીન બનાવવું એ બન્ને મહાપાપ છે. યુદ્ધનો એ એક અગર બીજા સ્વરૂપનો વારસો. કદાચ પરાધીન બનાવવા કરતાં પરાધીનતા સ્વીકારવી એ મોટું પાપ નહિ હોય ?

આપણે હિંદવાસીઓ પરાધીન છીએ. પરાધીનતાનું મહા પાપ આપણને સ્વતંત્ર રીતે યુદ્ધમાં પણ ઊભા રહેવા દેતું નથી. આપણી નિર્માલ્યતા આપણને જંતુઓ બનાવી રહી છે.

આજ પ્રજાપ્રજાનાં પાપ ભીષણ અથડામણમાં આવી પ્રલયનર્તનો રચે છે. એમાં સામસામે આથડનારી પ્રજાનાં પાપ કદાચ બળી ભસ્મ થાય અને તે વિશુદ્ધ બની નવું જીવન જીવે. પરંતુ જગતને ભરી દેતું આ વિશાળ પાપ આપણને–પરાધીન હિંદવાસીને રહેંસી નાખે. નિર્માલ્ય પાપી રહેંસાઈ

અદૃશ્ય થવા માટે જ સર્જાયો છે.

આપણે આ પ્રસંગે શું કરીએ? આપણે હિંદવાસીઓ?

પરાધીનતા સરખા મહાપાપને ટાળીએ, ટાળવાનો પ્રયત્ન કરીએ; અરે, એ ટાળવાનો વિચાર પણ કરીએ.

યુદ્ધ સરખા મહાપાપનું નિવારણ કરીએ. કદાચ પરાધીનતા સ્વીકારી રહેલા માનવીઓ જ યુદ્ધનાં મૂળ હશે.

પરંતુ એ નિવારણ શી રીતે કરીએ? આપણી પાસે સાધન તો કશું છે નહિ!

થોભો, સાધનરહિતપણાની બૂમ એ નિર્માલ્યતાનો આદ્યમંત્ર.

એક સાધન છે. એ આપણે પોતે; આપણું વ્યકિતવૈશિષ્ટ્ય, આપણો દેહ, આપણું માનસ. સાધન શોધવા લાંબે જવા કરતાં આપણે આપણને જ એક સાચું સાધન બનાવીએ તો?

એક વ્યક્તિ જરૂર પોતાનાં પાપ બાળવા કટિબદ્ધ બની શકે.

આપણે આપણા ઉપર પ્રયોગ કરી શકીએ અને પરાધીનતાપ્રેરક સર્વ સંજોગો ઓળખી તેમને આપણા વ્યકિતજીવનમાંથી તો ખસેડી નાખીએ. એમાંથી આપણને સામુદાયિક પ્રયોગો જડી આવશે. જે આપણને નડે છે, એ જ રાષ્ટ્રને નડે છે. જે વ્યકિતની ખામી છે, એ જ રાષ્ટ્રની ખામી છે.

આપણે આપણી વ્યક્તિગત ખામી, વ્યક્તિગત હીનતા, વ્યક્તિગત પાપ ઓળખી તેમને દૂર કરવા મથીએ તો રાષ્ટ્રવ્યાપક બનતું પાપ આપણા આગળથી તો અટકી જાય! આપણે—આપણું વ્યક્તિત્વ—વિશુદ્ધ બની ઝેરી જંતુઓ ફેલાવતા અટકી જઈશું.

આવા પ્રયત્નમાંથી નિદાન એક વિશુદ્ધ વ્યક્તિ એક પુણ્યનું થાણું બની જશે.

એક પાપરહિત થાણું એવાં અનેક થાણાંનું ઉદાહરણ બનશે.

યુદ્ધને ટાળવા પરાધીનતા ટાળીએ, પરાધીનતા ટાળવા આપણા ઉપર જ પ્રયોગ કરીએ. રાષ્ટ્રના મહાપ્રશ્નો નેતાઓને સોંપીએ અને આપણે વ્યક્તિગત રીતે આપણાં પાપને ઓળખી ઓળખી તેમને દૂર કરવા મથન કરીએ. મોટી વાત આપણે કરવી નથી. આપણું સાધન આપણે જ. આપણી પ્રયોગશાળા આપણો દેહ અને આપણું મન.

જાણો છો, હજાર હજાર વર્ષનાં પાપ આપણે–હિંદવાસીઓએ પ્રજાળવાનાં છે તે ?

જગત જંગલી હતું ત્યારે આપણે સુધરેલા હતા. છતાં એવું અભિમાન લેતી વખત આપણે યાદ રાખવું જોઇએ કે આપણે પાપી બનવા માંડયું ત્યારે જગત પાપને ઓળખતું પણ ન હતું !

આપણા પાપની ઉંમર પણ પાકટ થઈ છે, મોટી થઈ છે, વ્યક્તિગત તેમ જ પ્રજાકીય.

પાકી કોઠીએ કાચા કાના ચઢાવવાના છે.

કામ મુશ્કેલ છે. એકાદ ગોખલે, તિલક કે ગાંધીથી એ નહિ બને–નથી બન્યું.

એ સર્વ વ્યક્તિગત પ્રયોગશાળી પુરુષો; એમના ભડભડ બળતા અગ્નિમાંથી એકાદ નાની ચિનગારી આપણે માટે બસ છે.

આપણે આખા હિંદને બાથમાં ન ભરીએ.

આપણે આપણને જ ઓળખીએ અને આપણને સુધારીએ.

પડોશી સુધી પહોંચવાની જરૂર જ નથી. પહેલાં આત્મશોધન કરીએ.

એક વ્રત લઇએ. જીવનભર કોઇને જ સુધારવા ન મથીએ–મથીએ માત્ર આપણી જાતને સુધારવા–જાતની પરાધીનતા ટાળવા–જાતને આઝાદી આપવા.

૨

# પહેલું પાપ તે દેહની નિર્બળતા

મારો પહેલો પ્રયોગ ત્યારે મારા ઉપર જ થાય.

હું એટલે ?

સહેલામાં સહેલી રીતે હું મને મારા દેહથી ઓળખું-ઓળખાવું.

હું એટલે પ્રથમ મારો દેહ–દેહ નહિ તો હું નહિ.

પરંતુ એક સૂત્ર હું વીસરી ગયો છું. જેવો હું તેવો મારો દેહ. અથવા જેવો મારો દેહ તેવો હું.

મારો–ગુજરાતના એક પ્રતિનિધિનો–દેહ એટલે ?

પાંચ ફૂટની આસપાસ ફરતું વહેંતિયું !

ડૉકટરને રોજ થીંગડાં દેવાં પડે એવું તકલાદી રમકડું !

દવા એ જેનું જીવન બની ગયું છે એવી એક જીવંત શીશી !

મારો દેહ ટટાર ઊભો રહી શકતો નથી.

મારો દેહ ડુંગરો ચઢી શકતો નથી.

મારા દેહથી કશી મહેનત થઈ શકતી નથી.

જેનો દેહ નિર્બળ એ શું કરી શકે ?

પરાધીન બનવાની પહેલી પાત્રતા એટલે નિર્માલ્ય દેહ.

પહેલામાં પહેલું વ્યક્તિગત પાપ તે દેહની નિર્બળતા.

નિર્બળ દેહ એટલે કાયરતાનો અખૂટ ઝરો. એમાંથી જ આપણી પરાધીનતાની પરંપરા ખેંચાતી આવે છે.

વારસામાં એ કદાચ ઊતરી આવે. આપણે ધારતા ન હોઇએ એવા એવા ગુણ–અવગુણ આપણને વારસામાં મળે છે. હજાર વર્ષથી નિર્બળ થતા આવતા આપણે હિંદવાસીઓ

શરીરબળમાં બહુ જ નીચા ઊતરી ગયા છીએ. બીજાની વાત બાજુએ મૂકીએ. હું તો શરીરબળમાં ઘણી ઊતરતી કક્ષાએ છું.

તેમાં બ્રિટિશ સલ્તનતે આપણામાં—અરે મારામાં પ્રેરેલી જીવનરહિત શાન્તિએ તો આપણી—મારી નિર્બળતાને પરાકાષ્ઠાએ પહોંચાડી છે. આપણે ભણેલાઓ એના મહા નમૂના! પણ એમાં બ્રિટિશ સલ્તનતને દોષ શા માટે દઉં? મને મહેનત, મજૂરી, કસરત, દેહકષ્ટ કરતાં તે રોકતી નથી. પણ મારાથી મહેનતમજૂરી થાય નહિ. એ તો હલકા, અભણ, ગરીબ લોકોનું કામ! મહેનતથી શરમાતો મારો દેહ શરમ ભરેલો બની જ જાય ને?

મારાથી ઘરનું કામ થાય નહિ. ઘરનો કચરો બીજું કોઈ સાફ કરે. ઘરની જરૂરિયાતો નોકર પૂરી પાડે. રસોઈ પણ કોઈ રસોઇયો કરી આપે. પથારી પણ નોકર પાથરી આપે! આમ હું મારા જ ઘરમાં પણ પાંગળો બની બેઠો છું. મારું પ્રથમ સાધન દેહ મારા કામમાં આવતો નથી.

રમત આપણને થોડી મહેનત કદાચ આપે! પરંતુ એ રમત કેટલાને મળે છે એનો આપણે હિસાબ કાઢ્યો છે? મોઘાં ક્રિકેટ, ટેનિસ, બેડમિન્ટન માટે કેટલાં કુટુંબો પાસે સાધન હશે?

હૉકી અને ફૂટબૉલ જેવી ઓછી ખર્ચાળ છતાં કઠણ બનાવતી રમતોમાં ગુજરાતીઓ તો ભાગ્યે જ ઊભા રહે! હું તો તેમાં ઊભો રહ્યો નથી જ.

પરંતુ ઓછામાં ઓછો ખર્ચ માગતી આપણા અખાડાની કસરતોમાં આપણે કેટલો સમય ગાળીએ છીએ? મેં આખા જીવનમાં—યૌવનમાં—કિશોર અવસ્થામાં છ માસ જેટલી પણ કસરત કરી હશે? ના.

પરાધીન, નિર્બળ, નિઃશસ્ત્ર પ્રજાને નિર્બળતા ટાળવી હોય તો પાંચસાત વર્ષ અખાડો સેવ્યા વગર બીજો માર્ગ નથી જ. આપણાં પાપ બાળવાનું પ્રથમ પગલું તે પાંચસાત વર્ષ અખાડાની તપશ્ચર્યા. મારી તપશ્ચર્યા છ માસ જેટલી પણ થતી નથી, અને હું સ્વરાજ્ય, સ્વાતંત્ર્ય, આઝાદીનાં વ્યાખ્યાનો આપું છું! માટે જ હું નિષ્ફળ છું.

લગભગ ત્રણ દસકાથી આપણા છોટુભાઈ અને અંબુભાઈ પુરાણી ગુજરાતને વ્યાયામ પ્રત્યે દોરવા મથ્યા છે. એનું પરિણામ એ કે આપણે કેદમાં જતાં ભડકી ગયા. કેદમાં ગયા પછી પાછા નીકળવા ખૂબ ઇન્તેજાર બની ગયા. ત્યાંના વાતાવરણમાં આપણે લોહી ઘટાડયું અને માંદગી મેળવી. અને નાની નાની બાબતોમાં જીદ કરી: 'મને આ સવલત આપો! મને પેલી સવલત આપો!'ના પોકાર પાડી નામર્દોની મર્દાનગી દેખાડવા માંડી.

એ વાત બાજુએ મૂકીએ. હું નેતા–ગાંધીવાદી તરીકે આગળ પડ્યો હતો ત્યારની વાત. હવે હું ગાંધીવાદી ખરો, પણ ભાઈ, આખી જિંદગી કાંઇ એ ચાલે?

હવે હું ગૃહસ્થાઈમાં ગૂંથાયો છું. નોકરી, વેપાર, ખેતી, સટ્ટો, વકીલાત.....

અને પેલી વ્યાયામપ્રવૃત્તિમાં આપણે કેટલા આગળ વધ્યા? પરિણામ?

દસ ગાઉ ચાલવાની તાકાત મારામાં આવી છે? ના. ગાડી, મોટરકાર કે બસ વગર એ ન બને. ઘોડા તો હવે મળતા નથી! મળતા હોય તો અમને બેસતાં ફાવતું નથી. ત્રણ ગાઉ દોડતાં મારો શ્વાસ અતૂટ રહી શકે છે?

ના. ઝડપથી હું ચાલતો જ નથી. મારું ગાંભીર્ય ઘટી જાય!

કુસ્તી, જ્યુજીત્સુ કે બૉક્સિંગ–વજ્રમુષ્ટિ વડે હું મારો બચાવ કરી શકું એમ છે?

ના, પણ મારો બચાવ મારે કરવાનો હોય તો પોલીસ શું મફત પગાર ખાય છે?

અમને કસરત કરવાનો ઉપદેશ આપતી સરકાર–કે સરકારના ખાંધિયાઓનું આ એક કાવતરું લાગે છે? સરકારનો દોષ કાઢવાની આ યુગમાં મળેલી સરળતા જતી કરી હું કુસ્તી કે બૉક્સિંગમાં શા માટે પડું?

મને લાઠી કે લકડીના દાવ આવડે છે?

ના. પણ યાંત્રિક શસ્ત્રોના યુગમાં તેમની કિમ્મત કેટલી?

જમૈયો કે ભાલાનું ચમકતું ફળ જોઈ મને ચમક તો નથી થતી ને?

થાય જ. અહિંસક સૈનિકને જમૈયો કેવો....ઠીક દલીલનાં સાધનો મળી આવે છે!

મારા ચાર સોબતીઓ ભેગા ઊભા રહેતાં મને આવડે છે? એમની સાથે સાથે હું પગ ઉપાડી શકું છું? એમની સાથે સાથે હું હાથ ઉપાડી શકું છું? કે પછી ઊભા રહેતાં, ચાલતાં, હાથ ઉપાડતાં હું એવી અવ્યવસ્થા કરી મૂકું છું કે જેથી મારા જ સોબતીઓને હું ભારે થઈ પડું છું?

મને તરતાં આવડે છે?–પછી બીજાને તારવાની વાત.

મને ઝાડ ઉપર ચઢતાં કે ભીંત ઠેકતાં ભય તો લાગતો નથી ને?

હું ભણેલો હોવાથી ભૂતપ્રેતમાં ન માનું. પણ મને ભણેલાને અંધારામાં એકલા જતાં ભયની ભમરીઓ તો કરડતી નથી?

આ બધાનો સંતોષકારક જવાબ હું આપું નહિ ત્યાં સુધી હું નિર્બળ જ છું.

મારો જેમાં તેમાં બચાવ કરવાની, મારી નિર્બળતાનાં સંતોષ-કારક કારણો આપી સંતોષ પામવાની, અને મારા દોષ બીજા-ઓને માથે–અને ખાસ કરી પરદેશી સરકારને માથે ઢાળી પાડવાની મને પડી ગયેલી ટેવ હું નિર્બળને સબળ નહિ જ બનાવે.

અને નિર્બળનું બળ 'રામ' માની હાથપગ જોડી બેસી રહી હું બધા જ બળધારીઓ આગળ રામ વગરનો બની નાક-લીંટી ખેંચતો નમી જ રહેવાનો.

હાથમાં લાઠી પકડ્યા સિવાય લાઠી ખાતાં આપણને આવડે ખરી ?

દર વર્ષે મુંબઈ યુનિવર્સિટી વીસ વીસ હજાર મેટ્રિક્યુ-લેટ્સને બહાર પાડે છે. પાંચ વર્ષમાં લાખની સંખ્યાએ પહોંચનાર એ પેઢીમાં દેહની નિર્બળતા દૂર કરનાર કેટલા તૈયાર થયા ?

અને દુર્બળ, અશક્ત, તાલીમરહિત, સંયમરહિત, સંગ-ઠનરહિત હું અને મારા સાથીઓ ક્રાન્તિના સૈનિકો બનીશું ? કે એક ઝાપટમાં વીખરાઈ જતું ટોળું ?

દેહની નિર્બળતા દૂર કર્યા સિવાય હું તદ્દન નિરુપયોગી પ્રાણી બની ગયો છું. દૂધના ઉભરા સરખી મારી હિંસા મારું જ સત્ત્વ હણી મને અગ્નિમાં નાંખે છે. નિર્બળતા સાથે પછી હું અહિંસક તો થઇ જ કેમ શકું ?

મારી હિંસા એટલે પ્રાણ વગરની હિંસા. પોલીસ કે મિલિ-ટરીના ઝપાટા આગળ ઊડી જતાં અનેક ફોતરાંમાંનો હું એક છું. મારવાની કે માર ખાવાની તાકાત જ મારામાં નથી. સંતાઈને પથ્થરો ફેંકનાર, કોઈ ન હોય ત્યારે કાચની બારી-ઓ ફોડનાર અને સામનો ન હોય ત્યાં સ્ટેશનો બાળી પાટા ઉખાડનાર હું જોતજોતામાં પગે લાગતો અને જૂઠું બોલવા

વકીલોને ભાડે લાવી કેસમાંથી છૂટી જવા મથતો બાપડો બિચારો બની ગયો છું.

અહિંસા એથી પણ વધારે પ્રખર બળ—દેહબળ અને આત્મબળ માગે છે. મારી હિંસામાં જ બળ નથી, તો મારી અહિંસાનો પ્રભાવ પડી જ કેમ શકે? મારા દેહની નિર્બળતા સરખું મહાન પાપ મને તણખલું બનાવી રહી છે.

૩

## 'મારો આત્મા પણ મારો નથી !'

**नायमात्मा बलहीनेन लभ्यः ।**

એ હું ક્યાં સાંભળું છું?

આત્મવાદી છું, આત્મનિરીક્ષણ કરું છું. એટલે આત્માની પણ ખબર પૂછું.

દેહ તો નિર્બળ છે જ. એ મારું આદ્ય પાપ મને વળગેલું જ છે. પરંતુ આત્મા તો દેહથી પણ મારી નજીક આવી રહેલો છે. દેહ નિર્બળ કે દુર્બળ હોય તેથી આત્માને શું?....

પણ પેલું સંસ્કૃતસૂત્ર....! બલહીન એટલે કોણ? સૂત્ર એની વ્યાખ્યા નથી કરતું. પરંતુ બળ એ પ્રથમ તો દેહનો જ ગુણ ગણાય ને?

બળવિહીનને આત્મા પ્રાપ્ત થતો જ નથી. મારો આત્મા પણ મને—બળહીનને ન મળે તો બીજું તો મળે જ શું?

પણ સબૂર! મને બળ વગર પણ કાંક મળ્યું છે. નહિ તો હું જીવંત કેમ છું? હું જીવું છું એ ઓછી પ્રાપ્તિ છે શું?

મારે મને ઉતારી પાડવો ન જોઈએ. નિર્બળ દેહ હશે તેથી મને શું નથી મળ્યું? શા માટે હું મને દૂષિત ગણવાની ટેવ પાડું છું? આત્મનિરીક્ષણ એટલે દોષદૃષ્ટિ જ નહિ.

જુઓ! એક તો હું જીવું છું એ જ મારી પ્રથમ સિદ્ધિ. બીજું, મને–નિર્બળને–પત્ની પણ મળી છે; મારે પુત્રપરિવાર છે; મારે સગાંસંબંધીઓ છે; મારું મિત્રમંડળ પણ ઠીકઠીક છે. એ સૌ મારું માન રાખે છે અને મારા પ્રત્યે સદ્ભાવ સેવે છે.

હું ભણ્યો પણ છું. ફિલસૂફી મેં વાંચી છે. કાવ્યસાહિત્યનો આસ્વાદ પણ મેં લીધો છે. અર્થશાસ્ત્ર અને રાજનીતિ મેં જોયાં છે. વિજ્ઞાનમાં પણ મારો પ્રવેશ ખરો. ઘણી વખત મને સાનંદાશ્ચર્ય થાય છે કે હું કેટલું બધું જાણું છું! મારી દેહ-નિર્બળતાએ મારા જ્ઞાન અને રસાસ્વાદ ઉપર ઢાંકણું ઢાંક્યું નથી જ.

હું સંસ્કારી પણ છું એ ભૂલવાનું નથી. સંગીત મને ગમે છે. સૌન્દર્ય મને ગમે છે. કલા મને ઊર્મિ–ઉછાળો આપે છે.

કુદરત નિહાળી હું પ્રસન્ન થાઉં છું. સારું કાવ્ય, સારું ચિત્ર, સારું વાદ્ય મને આકર્ષે છે. તમે જાણીને રાજી થશો કે હું કાવ્ય લખવાના, ચિત્ર દોરવાના અને સંગીત શીખવાના અખતરા કરી ચૂક્યો છું. પછી બળનો ક્યાં ખપ?

મારે રહેવા માટે ઘર છે–ઠીકઠીક ઘર છે. હું અભિમાન તો નથી કરતો, પરંતુ એટલું તો કહી શકું કે વર્તમાનયુગની ઘરસગવડો લગભગ બધી જ તેમાં છે. એને કંપાઉન્ડ પણ છે. એમાં નાનકડો બાગ પણ છે. અલબત્ત, મહેલો કે બંગલા-ની હું પરવા કરતો નથી. મહેલ કે બંગલો મને રહેવા મળે તો હું ના પાડું કે કેમ તે અત્યારે હું કહી ન શકું. પરંતુ

ખરેખર આજ હું સુખથી મહેલ અને બંગલા વગર ચલાવી શકું છું. હું બહુ લોભી નથી. મને મારા ઘરથી સંતોષ છે. ફર્નિચર, ચિત્રો, ગાલીચા....

મારી પાસે ચાલે એટલું ધન છે. વધારે ધનની મને જરૂર નથી. સાધારણ સુખથી રહેવાય એટલું મારું ધન મેં શામાંથી મેળવ્યું એવો પ્રશ્ન થાય છે શું ?

એ મારો અંગત પ્રશ્ન છે. પણ એટલી ખાતરી આપું-છું કે લાંચરુશવત, લુચ્ચાઇ અને કૂડકપટમાંથી મેળવેલું એ ધન નથી જ; એ ધન વ્યાપારમાંથી પણ મેળવ્યું હોય; નોકરી–સર-કારી કે ખાનગીમાંથી મળ્યું હોય; કે પછી વારસામાં પણ ઊતરી આવ્યું હોય. એ કલંકિત ધન નથી જ. એમાં કોઇનાં આંસુનો ડાઘ નથી. એમાં પાપની કાળાશ નથી. ઠરેલા ધોરણે સહુને બદલો આપીને આપણી આર્થિક વ્યવસ્થાએ માન્ય કરેલા સિદ્ધાન્તો પ્રમાણે જ મેં એ ધન મેળવ્યું છે.

એ ધન વધારે પડતું તો નથી જ. હું વધારે પડતું ધન રાખું જ નહિ. વધારે પડતું ધન લાગે છે ત્યારે હું તેનું દાન કરી દઉં છું. મારા ગામના પુસ્તકાલયના કબાટ ઉપર તમે મારું નામ વાંચી શકશો. મારા તાલુકામાં આવેલી શાળાની એક ઓરડી ઉપર મારા નામની આરસ તખ્તી પણ છે. એક દવાખાનામાં મારી છબી પણ લટકતી હું બતાવી શકું એમ છું–દર્દી તરીકેની નહિ, દાતા તરીકેની. એ સિવાય....પણ જવા દો. આત્મનિરીક્ષણમાં મારા ગુણ તરફ પણ બહુ ઝોક આપવો ન જોઇએ. ટૂંકામાં કહું તો વધારે લાગતું ધન હું સંઘરતો જ નથી. હું જરાય લોભી નથી એમ મને બીજીવાર પણ કહેવાનું મન થાય છે એટલું જ.

આટલું બધું મને બલહીનને મળ્યું ! આ સંસ્કૃતિપૂર્ણ જગતમાં બળની જરૂર છે ખરી ?

સંસ્કૃતિપૂર્ણ જગત? અલબત્ત! યાંત્રિક યોજનાઓથી સઘળી સુખસમૃદ્ધિ સર્જનાર આ યુગમાં એક બટન દાબ્યું કે બધું જ મળે ! કૂવામાંથી પાણી ખેંચવું, લાકડાં ચીરવાં, બળદગાડાં હાંકવાં–આ બધી સંસ્કૃતિની નિશાની નથી જ. યાંત્રિક રેંટ, સૉમિલ, ટ્રેક્ટર જેમાં બળની જરૂર જ નહિ, એ સઘળાં સંસ્કૃતિનાં ચિહ્નો....પણ એ બધું બનાવનાર એન્જિનિયર અને મજૂરની મજબૂતી જોઈ શું હું છક્ક થયો ન હતો ?

....અને આ સંસ્કૃતિપૂર્ણ જગતમાં દસકે દસકે અને પાંચ પાંચ વર્ષે મહાયુદ્ધો ઊપડી આવે છે એનું કેમ કરવું ? મારી જ નજર આગળ બોઅર યુદ્ધથી શરૂ થયેલી વીસમી સદીમાં મેં કેટકેટલાં યુદ્ધ વાંચ્યાં–અરે નિહાળ્યાં ! આજે જ જુઓને !

થોભો !

આ સંસ્કૃતિપૂર્ણ જગતમાં તો મારા દેશ ઉપર દુશ્મનો ચઢી આવ્યા છે ! સંસ્કૃતિના નેતા ઇંગ્લંડની છત્રછાયા હોવા છતાં ! એમને જર્મની કહીએ–જપાન કહીએ–જે કહીએ તે ! મને શસ્ત્ર આપો ! હું યુદ્ધે ચઢીશ અને દુશ્મનોને મારી હઠાવીશ.

પણ મારા દેશમાં શસ્ત્ર જ ક્યાં બને છે ? દેશ બહાર બધાં આયુધો રચાય છે ! અને મારા દેશને તો શસ્ત્રવિહોણો બનાવી દીધો છે–જે હજી બીજા કોઈ દેશમાં બન્યું નથી. મળે છે તે પણ શસ્ત્રો નામનાં–વિલાયત આપે એટલાં અને એવાં.

અને મારા દેશમાં પણ મને કોણ શસ્ત્ર ધારણ કરવા દે છે ? મારા પડોશીની એક પિસ્તોલ પણ એના કબજામાંથી લેઈ લેવાઈ ! પરવાનગી વગર લાકડી પણ ન રખાય એટલે સુધીની

વાત છે ! હું દેશના દુશ્મન સામે ક્યાંથી લડું ?

દેશની વાત દેશ જાણે ! મારા ઘરમાં ચોર ભરાયો છે.

દલપતરામે એક વાર ગાયેલું:

'ઘોર કુકર્મી ચોર ગયા, ને જોર દગાનું ડૂબ્યું દેખ.'

એ વાત આજ તો સાચી નથી લાગતી. ખિસ્સાં કાતરવાથી શરૂ કરી ઘરફોડ ચોરી સુધીની એ કલા વિકસી રહેલી દેખાય છે, એ જ્યાં ત્યાં દેખાતા આકર્ષક વેશધારી પોલીસો ઉપરથી આપણે જાણીએ છીએ.

અને આપણા રક્ષણ અર્થે યોજાયલા પોલીસો પાસે ચોર ચોરી ગયા પછી આપણે ફરિયાદ નોંધાવીએ, એવો કાયદાનો ઉદ્દેશ હોય કે ન હોય પણ આપણે ચોરને ચોરી કરતાં રોકી શકતા નથી ! અને ફરિયાદ કર્યા પછી ચોરીએ ચઢેલો માલ કેટલો ક્યારે પાછો મળ્યો એની વાત કરવા જેવી નથી.

દગાનું જોર કેટલું ડૂબ્યું એ વકીલોની સંખ્યા અને તેમની ધીકતી કમાણી ઉપરથી સહજ જણાઈ આવે એમ છે. દગાના દરિયામાં ડૂબકી મારી મોતી ખેંચી કાઢતા એ મરજીવાઓ દગાની ભરતીને સતત ઊભરાતી જ રાખે છે.

તો હવે ?

ચોરનું શી રીતે નિવારણ કરું ?

શસ્ત્ર તો છે નહિ ! અરજી કરી એકાદ કટાયલી બંદૂક રાખવા હું પરવાનગી માગું તો મારી ત્રીજી પેઢીને પણ શસ્ત્ર મળે કે નહિ એની ખાતરી નથી.

બળ તો છે નહિ ! હિમ્મત લાવી હું સામે થવા જાઉં તો એમાં ડહાપણ શું ? મારા કરતાં ચોર વધારે જોરાવર છે. એ જાણીને સામા થવું એટલે જાણી જોઈને મોતને નોતરવાનું !

વળી ચોરને જોઈ થરથરતા મારા દેહમાં ઊભા રહેવાનું તો બળ રહ્યું નથી! મારી હિમ્મત પણ ઓસરી ગઈ! મોંએમાથે ઓઢી સૂઇ રહેવું એ જ સારું છે!

ચોરને ચોરી જવા દઉં! એ મને મારે નહિ તો હું એને સહાય કરું! જીવતો નર ભદ્રા પામશે! નહિ? પછી એને ફરિયાદ કરીને પકડાવી શકાશે! મને પેલા અંધારા ખૂણામાં જવા દો! અરે, ફરી ધંધોરોજગાર કરી હું ગયેલા ધન જેટલું ધન પાછું મેળવી લઈશ.

મને જીવતો રહેવા દોને!....મને, હે ચોર! તું મારીશ નહિ, હું તારે પગે પડું છું!....આ મારું જીવન! આ મારું જીવંતપણું! આ મારી જીવનપ્રાપ્તિ! અને મારે દેશના દુશ્મન સામે લડવું છે! સહુને પગે લાગતો, પ્રતિક્ષણે મારથી ડરતો કંજૂસના ધનની માફક મારા જીવને સાચવતો હું જંતુ મને માનવી કહેવરાવું છું અને મારી સમૃદ્ધિ જોઈ આનંદિત બનું છું!

સ્વરક્ષણ એ મારો પ્રથમ હક્ક! એ હક્ક સ્થાપન કરવા માટે મારામાં બળ નથી, મારી પાસે શસ્ત્ર નથી, મારી પાસે હિમ્મત નથી!

ચોર ધન તો ભલે લઈ જાય! પરંતુ ધન કરતાં બીજું કાંઈ વધારે માગે તો? શું એ નહિ કહું. પરંતુ ધારો કે એ ધનથી ન સંતોષાયો તો? મુંબઈ–કલકત્તામાં આપણા દેશરક્ષણ માટે આવેલા ગોરા સૈનિકો આપણી સ્ત્રીઓ સાથે રસ્તે ચાલતાં ગમ્મત કરવા માગે છે! એ તો આપણા રક્ષક મિત્રો....એટલે ઠીક છે. પરંતુ ચોરે એવી ગમ્મત માગી તો? જેનામાં તાકાત નથી, જેની પાસે શસ્ત્ર નથી, જેનામાં હિમ્મત નથી, એની પાસે બળવાન શું શું નહિ માગે? અને એ માગે ત્યારે? હાથ જોડીને

બેસી રહ્યા સિવાય મારા જીવનમાં એવું શું છે જે મને આ પ્રસંગે કામ લાગે?

શરમ?

એ તો વરાળ છે. જોતજોતામાં ઊડી જાય. હજારો વર્ષની પરાધીનતા ભોગવતા આપણે શરમને ઓળખીએ છીએ જ ક્યાં? ગુલામો જેવી નફ્ફટ નઠોરતા આપણામાં આવી ગઈ છે. પરાધીનતામાં આપણે એવા પ્રસન્ન રહીએ છીએ કે હવે એ સિવાય બીજું કશું ગોઠતું જ નથી.

અને તેમાંયે આપણી સતત પ્રાર્થના એ કે:

'બધું કરજો! પણ મને જીવવા દેજો!'

હું જાણું છું કે આ જીવનનાં બે પરમ સત્ય: એક જન્મ અને બીજું મૃત્યુ. જીવનનો સાચામાં સાચો છેડો તે મૃત્યુ! પણ મને તો મોતની જ ભારે બીક છે!

મને કોની બીક નથી? જે મૃત્યુથી ડરે એ સર્વથી ડરે. અને ડરવા છતાં મોત તો છોડવાનું નથી જ! ત્હોય જીવવાની મારી લાલસા મોત સામે સતત પડદો ધરી રાખવા જ મને પ્રેરે છે.

આ મારું જીવન! આ મારી જીવનસિદ્ધિ!

મૃત્યુ માટે તૈયાર ન હોય એ જીવન કહેવાય ખરું?

બીજું કશું નહિ તો મૃત્યુ ઉપર હું માલિકી ધરાવી શકું! ધારું ત્યારે મારો પ્રાણ–મારો આત્મા સમર્પી શકું એમ છે!

પણ મારો આત્મા જ મારો ક્યાં છે?

બળ વગર આત્મા પણ મળતો નથી તે આનું નામ?

મારો પ્રાણ, મારો આત્મા પણ કોઈ ઝૂંટવી જશે તો? આજ, કાલ, વર્ષે, દસ વર્ષે....હું કાર્પણ્યથી મરીશ–હસતો, રમતો મરી પણ શકીશ નહિ! મારો આત્મા પણ મારો નથી.

૪

## મેં મારો આત્મા વેચ્યો છે

મારો આત્મા જ મારો નથી!

ત્યારે તે કોનો છે? તે કોઇનો તો હોવો જોઇએને? કોઇને તો તે વળગેલો હોયજને? મારો આત્મા મારો મટી જાય તો મેં એની કાંઈ વ્યવસ્થા તો કરી જ હોવી જોઇએ? મારા આત્માને કયા વ્યવહારમાં મેં મારો મિટાવી દીધો?

આપણી વસ્તુઓના કેટકેટલા વ્યવહાર થઈ શકે?

મારી વસ્તુ હું મારા ઉપભોગમાં લઉં. એ પ્રમાણિક વ્યવહાર.

મારી વસ્તુને હું ભેટમાં પણ આપી દઉં. એ ઉદાર વ્યવહાર.

મારી વસ્તુનો હું અદલોબદલો કરી શકું. એ ડહાપણનો માર્ગ.

મારી વસ્તુને હું વેડફી નાખું. એમાં એક પ્રકારનું સાહસ છે. એટલી પણ તાકાત હોય તો મને હરકત નથી. આટલે સુધીના વ્યવહારમાં મને શરમ લાગતી નથી.

મારી વસ્તુ કોઇ ઝૂંટવી પણ જાય. મારી નિર્બળતાનું એ પરિણામ. ભેટમાં આપું એ કબૂલ. હું વેડફી નાખું અને છતાં ટટાર ઊભો રહી શકું. પરંતુ કોઈ મને લૂંટી જાય એ મારી શરમ કહેવાય! મારે નીચું જોવાનું રહ્યું.

મારી વસ્તુને હું વેચી દઉં. લાભની લાલચે થતાં સઘળાં વેચાણમાં લોભવૃત્તિ એ પ્રેરણાબળ છે. એ હલકાઈ છે, માણસાઈથી નીચે ઊતરવાની ક્રિયા છે.

આ બધા જગતના વ્યવહાર. સુધરેલા દેશો, સુધરેલી પ્રજાઓ, સંસ્કૃતિનાં શિખરોએ પહોંચ્યાનો દાવો કરતાં હોય, છતાં વેચાણ અને ઝૂંટવણી જેવા શરમભરેલા અને હલકટ

વ્યવહારો પણ રાષ્ટ્રીય કક્ષા ઉપર ચાલુ છે. આજનો શાહીવાદ, આજનો મૂડીવાદ, એ વેચાણ અને ઝૂંટવણીના મિશ્રણમાંથી જન્મ ધારણ કરે છે. રાષ્ટ્રો તો વ્યક્તિઓના વિશાળ પડછાયા ! વ્યક્તિઓનો સરવાળો તે રાષ્ટ્ર.

પરંતુ મારો આત્મા એ કાંઈ જડ વસ્તુ નથી. એનો વ્યવહાર થઈ શકે ખરો ? આત્મા જેવા અદૃશ્ય તત્ત્વનો વ્યવહાર હોય ?

હા, દેહના વ્યવહાર સાંભળ્યા છે. દેહ એ દેખાય એવી વસ્તુ છે, અડાય એવી વસ્તુ છે. આત્મા એટલે ?

નાસ્તિકો કહે છે કે આત્મા જેવું કોઈ તત્ત્વ નથી. અમુક ઢબનો દેહસંચો રચાયો કે આપોઆપ તે ગતિમાન બને છે. ગતિનું સામર્થ્ય પૂરું ઘસાઈ જાય ત્યારે સંચો બંધ પડે. એનું નામ મૃત્યુ.

આસ્તિકોમાં પણ આત્માની ઓળખાણ અનેકરંગી છે. કોઇને એમાં અમરત્વ દેખાય છે; કોઇને એમાં જન્મ–મરણની ઘટમાળમાં જોડાયલા તત્ત્વનું દર્શન થાય છે. કોઇને એમ લાગે છે કે માનવદેહમાંથી ઓસરી જતાં કયામત સુધી સૂઈ રહેતું એ ઊંઘણસી તત્ત્વ છે.

આત્માની ફિલસૂફી એટલે અખાએ ઓળખેલો અંધારો કૂવો.

આપણે માટે આટલું સમજવું બસ છે; જીવંત દેહ અને મૃત દેહ વચ્ચેનો તફાવત એ આત્મા.

દેહને જીવંત, હાલતોચાલતો, કામ કરતો રાખનાર તત્ત્વ, ચાવી, કૂંચી કે યંત્રગોઠવણીને આપણે આત્મા કહી શકીએ. વધારે ઊંડા ઊતરવાની જરૂર શી છે ? દેહને અને આત્માને આમ ગાઢ સંબંધ. આપણી દૃષ્ટિએ દેહ છે તો આત્મા છે; અને આત્મા છે તો દેહ છે. દેહને જીવંત રાખનારી ફૂંક એ આત્મા.

મારો દેહ જીવંત છે કારણ મારો આત્મા એને ગતિમાન રાખ્યા કરે છે. એટલે દેહને મળતી ગતિ અને પ્રેરણા આત્માની જ છે એમ માન્યા વગર કેમ ચાલશે? મારો દેહ જે જે કરે છે તે તે આત્માના નિયંત્રણ પ્રમાણે જ, ખરું? એટલે દેહના વ્યવહાર તે જ આત્માના વ્યવહાર! મારો દેહ જે જે કરે છે એને માટે મારો આત્મા જવાબદાર છે જ!

જરા ભયંકર પરિણામ આવ્યું આ તો!

હું આગળ વધું. આત્માપ્રેર્યો મારો દેહ હું મારા ઉપભોગમાં લઉં છું! હા, ખાવુંપીવું, મોજ કરવી, ભોગ ભોગવવાઃ આ બધું મારા દેહ દ્વારા હું કરી શકું છું, અને મારો આત્મા, મારું માનસ, મારું અહં, મારું ભાન આનંદ મેળવે છે.

ખરેખર મને ઉપભોગથી આનંદ થાય છે ખરો?

ઉપભોગના થોડા પ્રકારો હું જોઈ જાઉં.

જે ભોજન પછી મને મિષ્ટાન્ન પ્રત્યે તિરસ્કાર આવે એ સાચો ઉપભોગ છે ખરો?

જે પીણું મને બેભાન બનાવે, મારી આખી સૃષ્ટિને વિકૃત બનાવે એ પીણું શું સાચો ઉપભોગ હશે?

જે વિલાસ સ્ત્રીપુરુષ વચ્ચેનાં સૌન્દર્ય–આકર્ષણને હળવાં બનાવી વિષાદ ઉપજાવે એ વિલાસમાં સમાયલો ઉપભોગ શું સાચો છે?

જે ઉપભોગ પાછળ આત્મતિરસ્કાર, આત્મઅભાન અને વિષાદની કટુતા ઊપજતાં હોય એ સાચો ઉપભોગ નથી.

આનંદનું મુખ્ય લક્ષણ પ્રફુલ્લપણું. મારા ઉપભોગ તો મને, મારા મનને, મારા આત્માને કરમાવતા લાગે છે. ઉપભોગમાંથી મને બળ મળતું નથી. પ્રત્યેક ભોગપ્રસંગમાંથી

હું નિર્બળ, સુસ્ત અને આળસુ બની આવું છું.

મારો ઉપભોગ એવા પ્રકારનો છે કે એથી મારી નિર્બળતા, મારી પરાધીનતા મટતી નથી. આનંદ, ઉલ્લાસ, બળ પ્રેરતો ઉપભોગ મારો ન હોય તો હું મારા દેહને સાચા ઉપભોગનું ભાન કરાવતો નથી. પણ....

મારો દેહ મેં કોઈને ભેટમાં તો નથી આપ્યો? ભેટમાં આપેલી વસ્તુ મારી રહેતી નથી. સંપૂર્ણ આનંદથી સંપૂર્ણ સ્વત્વને દૂર કરી અપાયલી વસ્તુ તે ભેટ. કદાચ કુટુંબને મેં મારો દેહ ભેટમાં આપ્યો હશે! જરૂર, જરૂર. ઉપભોગમાં નિષ્ફળ નીવડેલો હું સાચી ભેટ આપી શક્યો હોઇશ!

હું કુટુંબનું પોષણ કરું છું, કુટુંબ માટે ધન ભેગું કરું છું, કુટુંબને રાખવા માટે મોટાં ભવનો બાંધું છું....એટલે....શું હું એમ માનું કે મારો દેહ એ કુટુંબને અપાયેલી બક્ષિસ છે?

મારી પત્ની મને રસોઇ કરી જમાડે છે—અગર 'મહારાજ' પાસે રસોઈ કરાવી મારી ભૂખને સંતોષે છે. મારી કૈંક ભૂખને એ સંતોષે છે. કુટુંબના પાયારૂપ પત્ની મને સામી કશી ભેટ આપે છે ખરી?

બક્ષિસમાં બદલો ન હોય. બક્ષિસનાં ત્રણ તત્ત્વ: સંપૂર્ણ આનંદ સાથેનું સંપૂર્ણ અર્પણ. અર્પણ પછી માલિકીનો સંપૂર્ણ અભાવ. અર્પણનો બદલો અંશતઃ પણ ન મગાય.

મારી પત્ની સાથેના વ્યવહારમાં તો હું બદલો માગું છું અને તે મને મળે છે. અને એ બદલો ન મળે તો?

મારા ગુસ્સા વિષે મારી પત્નીને કદી પૂછશો નહિ! મારો દેહ એ પત્નીને અર્પણ થયેલી ભેટ નથી. મારો આત્મા એ પત્નીને ચરણે ધરાયેલું નૈવેદ્ય નથી. એ તો તત્કાળ પરિણામ

l છે.

ુત્રીને મારો દેહ અર્પણ છે, શું ?

.થી. એમને માટે હું દુઃખ વેઠવા તૈયાર છું, યાર છું, એમની આબાદી માટે શક્ય તે બધું

.

[illegible] ભેટ તો નથી જ. મારી વૃદ્ધાવસ્થામાં તેઓ મને પાળશે એ લોભ રાખવાનું મને કારણ ન જ હોય: છતાં ઊંડે ઊંડે મને એમના સુખમાં અંગત આનંદ, અંગત અભિમાન ઉત્પન્ન થાય છે! આનંદ અને અભિમાન એ મારી ભેટનો બદલો!

મારા મિત્રો માટે મારો દેહ અર્પણ કર્યો હોય તો? હા....હા....બને એટલી શારીરિક સહાય, કવચિત ધનસહાય હું મિત્રોને આપવા તત્પર રહું ખરો. પરંતુ મિત્રો માટે જ હું જીવું છું એમ તો ન જ કહેવાય. હું તેમને માટે જેટલું કરું છું એટલું કરવાની તત્પરતા મારા મિત્રો પણ રાખે છે ખરા–અરસપરસ સગવડ હોય તો. એ ભેટ નથી, સગવડ છે. એ ભેટ હોય તોય તે સંપૂર્ણ તો નથી જ. અમુક કક્ષાએ હું મિત્રને સહાય કરતો અટકી જાઉં છું.

ફુરસદ હોય તો હું કોઈનો આછોપાતળો ફેરો ખાઉં. પરંતુ એ બધું ફુરસદે. મન હોય, અનુકૂળતા હોય, સ્વસ્થતા હોય ત્યારે જ. એટલે મારો દેહ મેં કોઈની સેવામાં પૂર્ણપણે સમર્પ્યો નથી.

હું ભાષણ કરું ખરો. બોલવામાં કેટલી શક્તિ અને કેટલો સમય વહી જાય છે! એ મારી ભેટ....પરંતુ એમાંથી મને ફૂલહાર મળવાનો સંભવ છે. માટે હું ભાષણ કરું છું. એમાંથી મને તાળીઓના હર્ષનાદ મળવાના છે, માટે હું ઉત્તેજક કે વિદ્વત્તાભર્યાં વ્યાખ્યાન આપું છું.

અરે, પણ હું તો લેખક છું. લેખની ભેટ આપવાની મારી તત્પરતા મારા દેહને જનતા પ્રત્યેની બક્ષિસ બનાવી મૂકે છે, નહિ?....કે પછી લોકો લેખ વાંચી 'વાહ વાહ' કહે એવી બહાર ન પાડેલી દાનતથી હું લેખ લખું છું? અને,અને.... કોઇને કહો નહિ તો એ પણ જણાવું કે, કદાચ એમાં મને કોઈ દિવસ ધનપ્રાપ્તિ પણ થાય! આગળ સ્થાન મળે એ તો અમને લેખકોને સહજ છે!

બીજી કઇ ઢબે મેં મારા દેહને ભેટમાં મૂક્યો?....હા.... પણ....માંદાની સારવાર માટે તો હું ક્યાંથી ફુરસદ મેળવું?

એમાં તો આવડત પણ જોઇએ. માંદા માણસને દવાખાને વધારે સારી સગવડ મળી શકે એમ છે. અને કદાચ ફુરસદ મેળવું તો પણ મારું કુમળું હૃદય દર્દીઓ પાસે મારા દેહને લાંબો વખત રહેવા દે એમ નથી. હું જાતે જ માંદો પડી જઇશ....અને ઉજાગરા તો નાટકસિનેમા વગર હું કરી શકતો જ નથી!

વધારે પડતા પૈસા હોય તો દેશોન્નતિના ફંડમાં હું ફાળો ભરું પણ ખરો. પરંતુ હું ચા પીતો હોઉં, હું પેપરો વાંચતો હોઉં, હું કામ કરતો હોઉં, તે વખતે કોઇએ મારા દેહને દમવો નહિ! ફાળો ભરાવવા તો આવવું જ નહિ!

બહુ બહુ તો હું કદાચ ખાદી વેચાતી લઉં. પરંતુ કાંતવા વણવાની ગાંધીજીની સલાહ દેશસેવકો જ નથી પાળતા તો હું શી રીતે પાળી શકું? અને રેંટિયો ફેરવતી વખતે ત્રણેક દિવસમાં ઉત્સાહ ઓસરી જઇને એ પ્રથમ વેઠ અને પછી આ યુગના નિરુપયોગી યંત્ર તરીકે લાગવા માંડે છે.

આમ તો મેં મારો દેહ કોઇને ભેટમાં આપ્યો લાગતો

નથી! હું બદલો માગું છું, મારું અર્પણ શર્તી છે. એ ભેટ નથી જ.

અદલોબદલો કરવો એ ડહાપણભર્યો વ્યવહાર ખરો.

પરંતુ મારા દેહ અને આત્માનો અદલોબદલો ઉચ્ચ વ્યવહારનો નથી જ. આજ હું છું તે અદલાબદલાનો જ પ્રતાપ.

પણ એટલું તો એમાં સાબિત થાય છે કે દેહના—આત્માના અદલાબદલાથી હું સાચો ઉપભોગ, કે સાચી ભેટ કરતાં શીખ્યો નથી.

આમ ઉપભોગમાં મેં નિર્બળતા ટાળી નહિ!
ભેટમાં મેં આછોઆછો પણ બદલો ઇચ્છ્યો!
અદલાબદલામાં હું સ્વાર્થી રહ્યો.
મેં મારા દેહને વેચ્યો તો નહિ હોય?
દેહ વેચી મેં મારા આત્માને પણ વેચ્યો જ છે શું?

મેં મારો દેહ અને આત્મા કોને કોને વેચ્યો? કે એ વેચાણ સાથે મેં મારા આત્માની લૂંટ પણ થવા દીધી છે?

## ૫

## હું—જૂજવે રૂપે અનંત

આમ આત્માને વેચનાર—વટાવનાર હું કોણ હોઇશ?

હિંદનાં આડત્રીસ કરોડ માનવીઓમાં આ 'હું' વ્યાપક બની ગયો છું. મને ઓળખી કાઢતાં વાર લાગે એમ નથી. ગાંધી જેવી જગતવ્યક્તિમાં હું નહિ હોઉં એ ચોક્કસ. પરંતુ મહાસભાની બેઠકો, મેળાવડા, સભા અને કૂચકવાયતોમાં મને તમે શોધી શકશો. કેદખાને પણ હું હોઇશ.

હું વાઈસરૉયની સભાથી માંડી તલાટી પટેલ સુધીની સેવકાવલીમાં પણ ખરો જ ખરો. મને છ હજારનો પગાર હોય કે છ રૂપિયાનો. હું પટાવાળાઓનાં લશ્કર વચ્ચે અગર ચકચકતી મોટરકારમાં પણ હોઉં અને પગે ખેપ કરતો જતો પણ હોઉં. કલબ, હૉટેલ, જીમખાનાં અને ઘોડદોડથી શરૂ કરી હું ફૂટપાથ ઉપર બેઠેલી માનવતા સુધી વ્યાપક રહું છું.

મંદિર, મસ્જિદ, મઠ, ઉપાશ્રય, તકિયા એ સર્વમાં આત્મા વેચતો હું ખીલી નીકળું છું. સંન્યાસીનું ભગવું વસ્ત્ર, વૈભવી ગુસાંઈઓના કિનખાબી વાઘા, યતિની મુમત, ફકીર કે ઓલિયાનાં ચિત્રવિચિત્ર ચીંથરાં અથવા કાપાલિકનું ખપ્પર મને સંતાડી શકતાં નથી. એ હું જ....

અરે, પણ પેલા ધીર ગંભીર, ગુજરાતી પાઘડી પહેરેલા શેઠસાહેબને જોયા? સાથે ખાદી ટોપી પહેરેલા એમના લક્ષાધિપતિ મિત્ર, પુત્ર કે જમાઈને ઓળખી કાઢો! રાખમાંથી લાખ બનાવનાર એ જાદૂગરો જ્યારે કૉન્ગ્રેસ ફંડમાં પૈસા આપી વૉર ફંડના ચેક ફાડતા હોય છે ત્યારે તમે એમને ઓળખી શકો છો? એજ હું! આત્મવિક્રેતા! મારાં લાખો કરોડોનાં આપેલાં દાન ફળતાં નથી એનું શું કારણ? મારી મિલના મજૂર કરતાં હું જરાય વધારે ઉદાર નથી. એ મિલ-મજૂરમાં, ખેડૂતમાં, લક્કડફોડાઓમાં પણ હું જ છું–જો કે શેઠિયાઓ જેટલો જાગૃત 'હું' એમાં નહિ.

પેલા રાજમહેલો નિહાળ્યા? આપણી પ્રાચીન સંસ્કૃતિના અવશેષો ગણાઈ આપણી જિજ્ઞાસા પ્રેરનારા અર્ધગુપ્ત રાજવીઓનાં એ રહેઠાણ! જરા ઊંડી તપાસ કરશો તો જણાશે કે રૌનકદાર પહેરેગીરોથી રક્ષાયલા એ મહાલયોમાં હું જ નિવાસ કરી રહ્યો છું!

ગુંબજો, મિનારા અને શિખરોનાં સ્થાપત્યથી દીપતી વિદ્યાપીઠોની વાત કરો છો ? નવું હિંદ એમાં ઘડાય છે એવો સહુનો ભ્રમ છે, નહિ ? આમ નવું હિંદ એમાં હશે ખરું. પરંતુ નવે સ્વરૂપે જૂના હિંદનો વારસો સંપૂર્ણપણે જાળવી રાખનાર એ વિદ્યાભવનોમાં 'હું' જ રમું છું, ભણું છું, તોફાન કરું છું, નવા નવા વાદ સમજું છું અને નૂતન ઝળક દેખાડી પાછો મારા જૂના–આત્મવિક્રયીના–રાહ ઉપર આવી જાઉં છું. લગભગ એક સૈકાથી શરૂ થયેલી વિદ્યાપીઠોના એક એક પેઢીના ફાલ નિહાળો. કોણ કોનાથી ચઢિયાતો ? આત્મા–દેહને વેચી રહેલો 'હું' જ્યાં સુધી વ્યાપક છું ત્યાં સુધી નવા નવા લાગતા ફાલ એનાં એ જ સ્વરૂપ ધારણ કરવાના !

આમ હું જ બધે વ્યાપક છું. મને જોવા દેશ દેશ, પ્રાંત પ્રાંત કે ગામ ગામ ફરવાની જરૂર નથી. જ્યાં નજર નાખશો ત્યાં હું દેખાઈ આવીશ. પહોળો પરદેશી, ઊંચો પંજાબી, મજબૂત મહારાષ્ટ્રી, બાંકો બંગાળી, ચપલ મદ્રાસી કે વેવલો ગુજરાતીઃ એ સર્વ મારાં જ પ્રતિબિંબ !

કિસ્મતના ફૂટેલા આયના સામે હું–હિન્દવાસી–ઊભો રહ્યો છું. ફૂટેલા કાચમાં કદી હું ઊંચો લાગું છું, કદી હું પુષ્ટ લાગું છું, કદી હું ફેલાયલા મુખવાળો બદસૂરત લાગું છું. પણ એ બધી સૂરતો મારી જ. તમે કલાપિ સાથે ગાઈ શકશો કેઃ

'જ્યાં જ્યાં નજર મારી ઠરે ત્યાં ત્યાં નિશાની આપની.'

નરસિંહ મહેતાએ ગાયેલું તત્ત્વજ્ઞાન—

'જૂજવે રૂપે અનંત ભાસે'

એ મને ઉદ્દેશીને જ ગવાયું નહિ હોય એમ શા ઉપરથી કહો છો ?

જુદે જુદે સ્વરૂપે હું હિન્દભરમાં વ્યાપક બની ગયો છું.

એક જ માટીના સઘળા ઘાટ. એક જ સંસ્કારનાં બધાં બીબાં! નામરૂપ જૂજવાં ભલે હોય! કાશ્મીરથી કન્યાકુમારી અને હીંગળાજથી કામાક્ષા સુધીના હિંદભરમાં જ્યાં નજર નાખશો ત્યાં હુંનો હું જ હોઇશ.

હા, એકાદ તપસ્વી ગાંધીમાં મારો પ્રવેશ ન હોય.

હસતે મુખે ફાંસીએ લટકતા કોઈ ક્રાન્તિકારીમાં હું નહિ હોઉં.

જ્વલંત કારકિર્દીને હુતાશમાં હોમી ગામડે બેઠેલા કોઈ અજાણ્યા ગ્રામસેવકમાં હું દેખાઈશ નહિ. પણ એવા કેટલા? ભરતખંડમાં ભાગ્યે સો માણસો મારાં પ્રતિબિંબ નહિ હોય!

બાકી પ્રભુની માફક 'હું' હિન્દની વ્યક્તિ વ્યક્તિમાં, વર્ગ વર્ગમાં, કોમ કોમમાં, પ્રાન્ત પ્રાન્તમાં વ્યાપી રહેલો છું. જે માટીનો હું અમલદાર ઘડાયો છું એ જ માટીનો હું દેશનેતા ઘડાયો છું. તિલક બદલી હું વેશપલટો કર્યે જાઉં છું.

એ રીતે તો હિંદ એક બન્યું છે! ગુલામોનું હિંદ....!

આવો, હું આ આત્મનિરીક્ષણમાં મારા થોડા નમૂના બતાવું!

પછી તમને દેખાઈ આવશે કે મેં મારો આત્મા કેમ અને કોને વેચ્યો છે!

વેદાન્ત જાણતા હશો તો તમે કહી શકશોઃ

तत्त्वमसि ।

૬

## હું લોકનેતા–દેશસેવક

હું લોકનેતા....અરે. દેશસેવક છું, દેશભક્ત છું, દેશ-હિતચિંતક છું. દેશને માટે મને કેટલી બધી લાગણી છે, એ હું કેમ કરીને બતાવું? હનુમાને છાતી ચીરી હૃદયમાં રામનામ લખેલું સીતાને બતાવ્યું. મારું હૃદય ચીરશો તો મારા પ્રિય ‘હિંદ’ સિવાય એકે શબ્દ તમે જોઈ શકશો નહિ!

પણ હાં! રખે મારી છાતી તમે ચીરતા! એ હિંસક માર્ગ છે. અને મહાત્મા ગાંધીના આદેશ પછી હિંસાનો હું પ્રયોગ સ્વખુશીથી કેમ કરવા દઉં? મને પાપ લાગે! અમે દેશભક્તો કશાથી ડરીએ નહિ! પરંતુ પાપથી તો જરૂર ડરીએ! આજની સરકાર એટલે હિંસાનો પુંજ. માટે જ સરકારની સાથે સહકાર કરનાર સહુ પાપી છે. પાપની વાત આગળ આવી એટલે મારે સાચી વાત કહેવી પડે છે. સરકાર અને હિંસાની વાત આવે છે એટલે હું ઉશ્કેરાઈ જાઉં છું, અને મારાથી અહિંસક ગાળો દેઇ જવાય છે. એથી લોકોમાં હિંસાપ્રદીપ્ત થાય છે કે નહિ તે જોવાજાણવાની જવાબદારી મારી નથી જ. મારાં વ્યાખ્યાનો પછી લોકો ઉશ્કેરાઈને કોઈનાં ઘર બાળે, કોઇને પથરા મારે, કોઇની ઠાઠડીઓ કાઢે અગર કોઈને બારણે જઈ ‘હાય હાય’ પોકારે, એમાં હું શું કરું? હું તો અહિંસાનો જ આગ્રહી છું અને હું જાતે તો આવાં કાર્યથી અળગો જ રહું છું–જો કે એક પ્રકારની ઉષ્મા આવાં કાર્યો-માંથી હું અનુભવી શકું છું ખરો, એટલું સત્યને ખાતર મારે કહેવું જોઇએ. આ પ્રમાણે લોકોએ ન કરવું જોઇએ એવું કહે-

વાની મારા જેવા કામગરા દેશસેવકને ફુરસદ ક્યાંથી હોય? મારે તો બીજે સ્થળે ભાષણ કરવાનું હોય જ!

આટલું સત્ય પણ સરકારી નોકરો અને નોકરોના ખાંધિયા ઝીલી શકતા નથી. સરકારી નોકર કોણ તે સહુ કોઈ જાણે છે, અને જે અમારામાં ન ભળ્યો એ સરકારનો ખાંધિયો છે એવી ભાવના અમે પ્રજામાં ક્યારનીયે ફેલાવી દીધી છે.

સરકારી નોકરો....જવા દો એ વાત! એ લોખંડી ચોકઠા માટે મારાથી કડવામાં કડવા ઉદ્‌ગારો નીકળી જશે! દેશને ગુલામીમાં જકડી રાખનાર એ નોકરશાહી આપણી ભારેમાં ભારે જંજીર છે!

મારા અંગત સંબંધીઓ અને કુટુમ્બીઓમાં કેટલાકે સરકારી નોકરી પણ કરી છે. એ તરફ તમે આંગળી ચીંધો છો? હું તેમને કેટલાં મહેણાં આપું છું તે જાણો છો? તેમને સતત કહું છું કેઃ ભૂખે મરવું સારું, પણ નોકરી........

હું મારી ક્ષુધા કેમ તૃપ્ત કરું છું એ પૂછો છો? હું વકીલાત કરતો હોઈશ, ખાનગી ડૉકટરનો ધંધો કરતો હોઈશ, સરકારી નહિ એવી શાળામાં શિક્ષક હોઈશ, જમીનદાર હોઈશ, કે એવા જ ધંધામાં કે સરકારી નોકરીમાં પડેલા કોઈ પિતાનો પુત્ર કે બંધુનો ભાઈ હોઈશ!

ગમે તે કરતો હોઈશ; પણ સરકારી નોકરી તો નહિ જ! પછી આડકતરી રીતે સરકારી સંબંધ મને પોષણ આપતો હોય એમાં હું શું કરું? ભાઇ, હિંદ તો મોટું કેદખાનું છે! આપણે શું કરવાને સ્વતંત્ર છીએ?

મારો બંગલો મોટો છે એની તમને અદેખાઈ આવે છે? હું સાચે સાચ કહું છું કે એ બંગલો તો મારી દેશસેવાને અંગે ધર્મશાળા બની ગયો છે!

નવા યુગનો નવો ધર્મ! મંદિર બાંધીએ, સદાવ્રત ચલાવીએ, પરબો માંડીએ એ આપણા પ્રાચીન ધર્મમાર્ગો. મારો બંગલો એ સાર્વજનિક મંદિર છે—એમાં શોભા, કલા અને સુખસગવડ તો રાખવાં જોઇએ ને? પહેલા અને બીજા વર્ગમાં મુસાફરી કરતા દેશનેતાઓને માટે મારું રસોડું ખુલ્લું છે; અને બાગના નળમાંથી ગમે તે કોઈ પાણી પી શકે છે! માત્ર ગરીબગૂરબાં હજી સ્વચ્છતા શીખ્યાં નથી એટલે એમને બગીચામાં આવી અસ્વચ્છ જંતુઓ ફેલાવતાં રોકવાની તાકીદ મેં દરવાનને આપી દીધેલી છે.

દેશભક્ત થયા માટે કાંઇ પરોણાગત ન કરવી? કૈંક નેતાઓ મારે ત્યાં આવે છે; હું તેમને ચાપાણી અને ઠીક ઠીક નાસ્તા ખોરાકની સગવડ આપું છું અને દેશભક્તિને પ્રભાવે સુધરાઈ, પંચાયત, દવાખાનાં, શાળા—અને સાથે સાથે મારો ધંધો—ચલાવ્યે રાખું છું.

સરકારી નોકરોને હું કાળ સરખો લાગું છું. એમને મારો ભારે ભય. મારી જ્યાં નજર ફરે ત્યાં લાંચરુશવતનું નામ નહિ. જો કે મેં તો નોકરોને ડરાવી મારું છજું આગળ વધારી દીધું છે, મારા ખેતર સાથે થોડી જમીન ભેળવી દીધી છે, અને એક ગીરો ઘર વેચાણ લખાવી લીધું છે. પણ એ બધામાં મારો હેતુ નિઃસ્વાર્થપણાનો. છજું સારું હોય તો દેશનેતાઓ એમાં બેસી શકે. ઘર લીધું તે સમરાવીને અતિથિગૃહ બનાવવા માટે. અને વધારાની જમીનમાં આંબાવાડિયું કરવું છે. આપણા દેશમાં ફળઉછેરની ભારે જરૂર છે. એટલે રાષ્ટ્રિય ભાવનાની જ પ્રેરણાથી જમીન વધારી.

સરકાર અને સરકારી નોકરો ક્યાં કેટલું ખોટું કરે છે, એની જાસૂસી એ જ મારો ધંધો થઈ પડ્યો છે. મારું કામ

કરે, મારી પ્રતિષ્ઠા સાચવે એથી કોઇ અમલદારના બાપની પણ હું શરમ ન રાખું 'હો! ગણાવું મેં કેટલા નાનામોટા નોકરોને ઘેર બેસાડ્યા છે તે?

હું નવી ઢબનો શુંડો અને નવી ઢબનો ચૌદશિયો છું એમ કહેવાની કોની ગુંજાયશ છે? ખાદીના વસ્ત્રમાં, ગાંધીજીની જયઘોષણમાં અને સભામાં 'વંદે માતરમ્' ગાતી વખતે મહા-ગંભીર મુખમુદ્રા રાખવામાં અમારા સઘળા દોષ બળીને ભસ્મ થઈ જાય છે. ઘરમાં ફર્નિચર દેશી ઢબનું રાખ્યું છે. દેશી છે કે નહિ એની બારીક તપાસ ન કરશો. એક વિલાયતી ટિપોઈ અને એક હેટ મેં બાળી નાખી મારા નામને ગામે ગામ પ્રખ્યાત કર્યું હતું એ તમે ભૂલી ગયા? પરદેશી માલ બધો બાળવામાં હિંસા રહેલી છે! સંકેત સમસ્યા–દૃશ્ય તરીકે હજી પણ મારી દીકરીની સાડી હું બાળવા માટે વર્ષોવર્ષ ખુશીથી આપું છું–આખું વર્ષ વાપર્યા પછી!

કાંતવાનું તો, ભાઇ બનતું નથી! ચરખો છે અને ધૂન આવ્યે તાંતણા કાઢી ગૂંચવી છેવટે કોઈ નેતાને હાર કરી પહેરાવું ખરો! જો કે તે વખતે સૂતરને તાંતણે સ્વરાજ્ય સંબંધી હું બહુ અસરકારક વ્યાખ્યાન આપું છું.

જેલ તો અમારે મન મહેલ છે! પ્રત્યેક લડત વખતે હું આગળ અને આગળ! ભોગ આપ્યા વગર તો શું બને? આગળ વધવું હોય તો આત્મભોગ આપવો જ પડેને?

નોકરી કરનાર જેટલા જ બીજા ધંધાદારીઓ દેશદ્રોહી છે, એમ કહેતાં તમારે શરમાવું જોઇએ. હા, મેં મૂકેલી વકીલાત પાછી લીધી એમાં શું? ન્યાય મેળવવાની એ લડત છે! અને વકીલાતનો ધંધો ખરાબ છે, એમ જાહેરમાં કહેવા છતાં તમે જ વિચારી લોને કે દેશની ઉન્નતિમાં વકીલોએ કેટલો ઉજ્જવળ

ફાળો આપ્યો છે? ગાંધીજી પણ વકીલ જ હતા ને?

....પ્રેક્ટિસ જેલમાં ગયે છૂટી....પણ ભાઈ, લોકો માંદા પડે ત્યારે મારે શું કરવું? આવડત હોય છતાં માંદાની સારવાર ન કરવામાં પાપ છે! ફી....? મારું કુટુંબ બહુ મોટું છે, અને ગરીબો પ્રત્યે મારી લાગણી એટલી તીવ્ર છે કે....સ્વતંત્રતા મળ્યે ડૉક્ટરોની કેટલી બધી જરૂર રહેશે? અરે છેલ્લા લાઠી-ચાર્જ વખતની મારી પ્રાથમિક સારવાર કેટલી ઝડપી હતી એ તો તમે વર્તમાનપત્રોમાં વાંચ્યું જ હશે. ઘણી વાર તો વગર વાગ્યે પણ હું દર્દીઓને એમ્બ્યુલન્સમાં ઉપાડી ગયો છું! એટલું જ નહિ પણ છોલાયું સુધ્ધાં ન હોય ત્યાં પાટાઓ બાંધી દર્દીઓની સાથે મારી છબી પણ પડાવી લીધી છે! થોડા વખતમાં ગાંધીજી મને એમની પોતાની તબિયત તપાસવા સારુ બોલાવવાના છે એમ પણ મેં સાંભળ્યું છે. નેતા અમસ્તા નથી થવાતું! હૉસ્પિટલની એકાદ બાજુએ હું નવી ઢબનો વધારો કરવાનો છું!

જમીનદાર તરીકે હું મારા ખેડૂતોને બહુ સુખી અને સંતોષી રાખું છું! એમની ઝૂંપડીઓ બદલાઈ નથી એનો દોષ મારે માથે? ભાઈ, હું દેશસેવા માટે જન્મ્યો છું! ઝૂંપડીઓ બદલાવવા માટે નહિ! સ્વતંત્રતા આવ્યા પછી ઝૂંપડીઓ કેમ બદલવી એની મેં યોજના કરી મૂકી છે! અરે, મારા બધા જ ખેડૂતોને મેં મહાસભાના સભ્ય બનાવી દીધા છે એ જાણો છો? ગણોતની સાથે ચાર આનાનો એ લાગો પણ દાખલ કરી દીધો છે! મહાસભાવાદ ઊંડે ઊંડે ગામડાંમાં પણ ફેલાયો છે, એનું થોડું માન મને—જમીનદારને પણ છે!

આત્મભોગ શું આપ્યો? એમ ન પૂછશો! મેં કયો આત્મભોગ નથી આપ્યો? એ પૂછો!

હું જરૂર ખાદી પહેરું છું ! શુદ્ધ અને સ્વચ્છ ! ઘરમાં ખાદી વગર બીજું કશું-અરે, હા ! મારા છોકરા છોકરીઓ સમાજવાદને લીધે ખાદીમાં માનતા નથી. એમની સ્વતંત્રતા કેમ ખૂંચવી લેવાય ? અંતરનો અવાજ એ તો અમારી દેવ-વાણી ! એ જેમ દોરે તેમ અમારે દોરાવાનું. એની દોરવણીને આધારે મારા જ એક મિત્ર લોકનેતાએ પોતાની પત્નીને ઘર બહાર કાઢી મૂકી છે, છતાં એની નેતાગીરીને કશી હરકત આવતી નથી. એ જ અંતરાત્માને અનુસરી મારા બીજા મિત્ર નેતાએ એક જીવતી પત્ની હોવા છતાં બીજી પત્ની કરી છે ત્હોય એની આગળ ખુરશી હજી ચાલુ જ છે. એ જ અંતરાત્માના પોકારને સાંભળી ફાળાફંડનો હિસાબ કોઈને પણ ન બતાવવાનો નિશ્ચય કરી બેઠેલા મારા એક ત્રીજા મિત્ર હજી કૈંક ફાળાઓ ઉઘરાવી શકે છે.

એટલે અંતરાત્માને પડઘે ચાલતાં બાળકો-અને તે મારાં બાળકો ઉપર ખાદી લાદવાનો જુલમ હું ન જ કરી શકું. સહુનો હૃદયપલટો થવો જોઈએ.

મારી પત્નીનાં રેશમી કપડાં વિષે પૂછો છો ? એમાંનાં ઘણાં કિંમતી સ્વદેશી કપડાં છે; અને સ્વદેશી નહિ હોય ત્યાં મારી પત્નીનાં રેશમી કપડાં પાછળ કયો અમારો 'સેન્ટિમેન્ટ'-હૃદયભાવ સંતાયેલો છે એ હું જાહેર નહિ કરું ! એ બહુ પવિત્ર અને ગુપ્તભાવ છે.

નેતૃત્વની ફિલસૂફી જેમને ફાવી ગઈ તેમને મારી માફક કશું જ નડતર રહેશે નહિ. આઝાદીની એ પ્રાથમિક ભૂમિકા !

હું ભાષણો કરું છું ! અનેક ભાષણો કરું છું ! કેટલીક વાર તો એક દિવસમાં પાંચ સભાઓ આગળ બોલવું પડે છે !

શું થાય ? સેવાવ્રત જ એવું છે—અસિધારાવત્ ! તલવારની ધાર ઉપર ચાલવું સહેલું છે, પણ મેં લીધેલું સેવાવ્રત મુશ્કિલ છે ! ....અસિધારા....

પણ અસિધારા મેં જોઈ નથી. અને એ હિંસાની વાત પણ ન કરશો ! હિંસાનું માનસ માનવીએ ઓળંગી જવાનું છે ! નહિ તો માનવી અને પશુમાં ફેર શો ? પશુબળ વિરુદ્ધની જ અમારી જેહાદ છે ! અને અમારી ઉગ્ર જેહાદનાં પરિણામ પણ જુઓ !

હા....મારી ઉગ્ર જેહાદ તો એવી કે યુવાનો અને યુવતીઓ જીવ આપવા—અને જીવ લેવા—તત્પર બની જાય છે ! એ પથરા મારે—ગાડીઓ બાળે—પાટા તોડે—મકાનો સળગાવે—પણ આપણે એથી એટલા દૂર રહેવાના કે આપણને સાહેદીપૂરાવા પણ મળે !

વાહ વાહ !....કે રામ રામ ? આનંદ તો થાય છે; પણ અમારી અહિંસા એ કહેતાં અટકાવે છે. પોલીસને અને વર્તમાનપત્રોને કહું છું કે એ ગુંડાઓનું કામ છે, અને દેશભક્ત તરીકે જાહેર કરું છું—ખાનગીમાં—કે એતો ક્રાન્તિનાં ચિહ્ન છે ! આટલી પણ ભાંગફોડ કે આટલોય ઉશ્કેરાટ ન થાય એમ માનનાર માનસશાસ્ત્રને ઓળખતા નથી. પરંતુ એ ભાંગફોડને અટકાવવાનાં પગલાં પોલીસ કે સરકાર લે તો હું તેમની ક્રૂરતા ઉપર લ્યાનત વરસાવું છું. છતાં હું નિર્લેપનો નિર્લેપ ! મોટા ભાગનું મારું જીવન એટલે 'શેડો કેબિનેટ !' ગુપ્તમંત્રણા, ગુપ્ત વ્યૂહરચના ! પરિણામ જાહેર ! જેમાંથી જોઇતો યશ અમે ખાટી શકીએ ! મેં શું શું કર્યું એ જાણવું છે ? એ જીવનની આખરે હું કહીશ.

જીવનની આખર.......મને કેમ ચમક આવી ? મરવાનો

ભય તો મને નથી જ. એમ મેં ઘણાં ભાષણોમાં અને ઘણી વાતચીતોમાં જાહેર કરેલું જ છે. એટલે મૃત્યુનો ભય તો મને હોય જ નહિ–પછી ભલે હિન્દુમુસ્લિમ ઝઘડામાં હું કદી બહાર નીકળ્યો ન હોઉં! અમે તો હિંદુમુસ્લિમ સંગઠનમાં માનનારા! ઝઘડામાં નહિ!

અને સોલ્જરો મારા દેશની સન્નારીઓની જાહેર છેડતી ભલે કરતા! હું એ પાપકૃત્ય તરફ આંખ મીંચી દઉં છું અને કાને હાથ દેઈ દઉં છું!

એમાં મૃત્યુનો ભય જરાય નથી. એ તો અમારી સાચી અહિંસા. બળથી નહિ, હૃદયપલટાથી પરિવર્તન કરનારી અહિંસા!

એને બેવફા બનાય જ નહિ!

વળી હું લાંબુ જીવીશ, એમાં જ દેશને ફાયદો છે. માથું તો આપું–હા, હા, મારું પોતાનું! પણ બને ત્યાં સુધી બીજાનું! જીવ પણ આપું–અને દેશનો ઉદ્ધાર ત્યારે જ થશે કે જ્યારે સેંકડો, હજારો, લાખો, અરે! કરોડો માનવીઓ માથાં કાપી માતાને ચરણે અર્પશે!

પરંતુ મારું માથું આપવું જરા મુલ્તવી રાખું! એની ઉતાવળ શી? માથું હશે તો ગમે ત્યારે મરાશે! અને સાચી તક જોઈ મરવું એ જ ડહાપણનો માર્ગ છે. જેમ મારવામાં હિંસા છે તેમ નિરર્થક મરવામાં પણ હિંસા છે. અને બલિદાન તો પ્રસંગની મહત્તા પ્રમાણે અપાય!

હજી મારું પૂર્ણ બલિદાન આપવાનો ભવ્ય પ્રસંગ હિંદમાં કે જગતમાં રચાયો નથી જ એટલે જ મેં મરવાનું મુલ્તવી રાખ્યું છે.

હું દેશભક્ત છું-દેશસેવક છું-પણ આજે જ અને તે મારે જ મરવાની શી જરૂર છે? મરવા માટે હું ઘણા ઘણા કિશોરો અને યુવકોને તૈયાર કરી રહ્યો છું! આગેવાન તો જીવે જ એ સારું! એના વગર સૈનિકો ક્યાંથી આવશે?

જીવન હશે તો મરવાનો મોકો સતત મળશે જ! મર્યા પછી શું થાય?

મેં મારો આત્મા મસ્તકને-જીવને વેચ્યો છે, એમ તમે મને મહેણું મારો છો?

ભલે!

પણ હું જીવીશ અને જોઈશ કે દેશ અનેક યુવકયુવતી-ઓનાં બલિદાનથી કેવો સ્વતંત્ર થાય છે!

દેશ સ્વતંત્ર થશે તે દિવસે હું ઝંડો ફરકાવીશ!

'ઇન્કીલાબ ઝિંદાબાદ' પોકારીશ! વંદેમાતરમ્‌નો ગગન-ભેદી સુર ફેલાવીશ! સ્વતંત્ર ભારતના પ્રમુખસ્થાન માટે મારી ઉમેદવારી નોંધાવીશ! મત આપશોને? હું પ્રમુખ થઈશ તે દિવસે હિંદમાંથી ગરીબી, દારિદ્રય, રોગ અને અજ્ઞાનનો નાશ થશે!

માત્ર ત્યાં સુધીમાં મારે માટે થોડાં ફૂલહાર, મોટરકાર, સરઘસ, સભા અને છબી પાડવાનાં સાધન રાખશો તો બસ!

૭

# હું હિંદુ

હું હિંદુ છું. હિંદની વસ્તીનો મોટામાં મોટો આંકડો છું; મારો ધર્મ, મારી સંસ્કૃતિ, મારો ઇતિહાસ જૂનામાં જૂનાં છે. પુરાણાપણું એ મારી છાપ–એ મારું અભિમાન.

મારે જોઇએ સ્વરાજ્ય, લોકરાજ્ય, બહુમતીશાસન, હિંદુ-સ્વરાજ્ય, આર્યસ્વરાજ્ય–કારણ હિંદુઓની બહુમતી છે.

પરંતુ હિંદુ અંત્યજોને મેં શા માટે હજી અસ્પૃશ્ય રાખ્યા છે એ પૂછશો નહિ. બ્રિટિશ સત્તા હિંદમાંથી જવી જોઇએ....પરંતુ મારા ઘરમાં, મારી શેરીમાં–અરે મારા ધર્મ-સ્થાનમાં હું અંત્યજને તો નહિ જ આવવા દઉં–જો કે એ હિંદુ છે એમ હું વારંવાર કહ્યા કરીશ, અને હિંદુઓની સંખ્યામાં તેમને ગણાવ્યા કરીશ.

હિંદુ ધર્મ એ જગતવ્યાપક ધર્મ બની શકે એમ છે. તમારે મૂર્તિપૂજા જોઈએ તો તે પણ એમાં છે. મૂર્તિપૂજામાં ન માનતા હો તેને માટે પણ આધાર છે. ઈશ્વર અવતાર ધારણ કરે છે એમ કહેવું હોય તો ય હરકત નથી; અવતાર ધારણ કરે એ ઈશ્વર. સર્વસત્તાધીશ ઈશ્વરને અવતાર ધારણ કરવાની પણ સત્તા શું ન હોય? અવતાર ધારણ કરે એ ઈશ્વર નહિ એવો સિદ્ધાન્ત જોઇએ તો તે પણ હું કાઢી આપું. અરે! હું જ ઈશ્વર છું એમ પણ હું છાતી ઠોકીને કહી શકું છું. પછી હું ઈશ્વર બાહ્ય દૃષ્ટિએ પરદેશીઓના ધપ્પા ભલે ખાતો હોઉં!

મારા હિંદુત્વે મને મુસ્લિમોની પરાધીનતા સ્વીકારતાં રોકયો નથી તો પછી પશ્ચિમના સુધરેલા ખ્રિસ્તીઓની પરાધીનતા સ્વીકારતાં હું શા માટે રોકાઉં ?

મારું વેદાન્ત મને ઘણી ઘણી મુશ્કેલીઓમાંથી ઉગારી લે છે. મિથ્યા જગત–મિથ્યા સંસારમાં રાજકીય ગડમથલ એ અતિ ચલ અને નાશવંત વસ્તુ છે. એનો મોહ શો ? પરંતુ મતાધિકાર વખતે હિંદુઓની સંખ્યા વધારે છે એ બદલ હું જોરશોરથી કેમ ઘોષણા ન કરું ? તે વખતે હું હિંદુ મહાસભાવાદીની છાપ ધારણ કરું છું.

પરાધીનતાની વાત આવે છે, ત્યારે અને રાજ્ય સામે કે ભાવના અર્થે લડત આપવાની વાત આવે છે ત્યારે હું શુદ્ધ સનાતની બની ગીતાવાકય ઉચ્ચારું છું:

**मन एव मनुष्याणां कारणं बंध मोक्षयोः**

અને હું મોક્ષમાર્ગે આગળ વધતો આઝાદ હોઉં એવો સંતોષ અનુભવું છું !

ખાદીનો અવાજ સંભળાય ત્યારે મને સનાતની બનેલાને લાગે છેઃ વિશુદ્ધ રેશમી અબોટિયાં વગર હિંદુ ધર્મ સચવાય એમ નથી ! અલબત વર્ષોથી મેં અબોટિયું જોયું નથી એ જુદી વાત ! પણ ખાદીની ચુંગાળમાંથી તો એ રીતે છુટાય !

કેદખાનું મને સાદ કરે ત્યારે મને મારી જ્ઞાતિ–ઉચ્ચ જ્ઞાતિ યાદ આવે છે. કેદખાને જવાનો મને જરાય ડર નથી. હું–अहं ब्रह्मास्मि–કેદથી ડરું ખરો ? પરંતુ જ્ઞાતિબંધારણ એ હિંદુ ધર્મનો આદ્ય પાયો ! કેદખાને તો જ્ઞાતિબંધારણ લુપ્ત થઈ જાય ! ભ્રષ્ટતાનો જ મને ભય ! ઉચ્ચ વર્ણથી નીચ વર્ણના હાથની રસોઈ કેમ ખવાય ? પાણી કેમ પિવાય ? આ મુશ્કેલી

નડતી ન હોય તો હું અબઘડી કેદખાનાનાં દુઃખ સહેવા કટિબદ્ધ બની જાઉં ! પરંતુ ધર્મ તો સહુએ પાળવો જ રહ્યોને ?

જ્ઞાતિઓનાં સ્વરૂપ બદલાતાં જાય છે એ હું સ્વીકારું છું–પરંતુ તે કેદખાનામાં જવાનું ન હોય ત્યારે.

વિધવાએ લગ્ન કરવું કે નહિ એ સંબંધમાં મારો અભિપ્રાય વિધવાને જોયા પછી હું બાંધું છું. ઉપરાંત સુધારાવાળાઓની સભા હોય તો હું તેની તરફેણ કરું છું, સનાતનીઓની સભા હોય તો તેનો હું વિરોધ કરું છું. તે એવી સુંદર ઢબે કે જેને જેવો અર્થ કરવો હોય તેવો કરી શકે !

મારી–હિંદુ ધર્મ કે હિંદુધર્મીની એ વિશિષ્ટતા.

બાળલગ્ન માટે પણ જેવો પ્રસંગ તેવો અભિપ્રાય. યુરોપમાં મોટી ઉમ્મરે લગ્ન કરવાના ગેરફાયદા હવે સમજાવા માંડ્યા છે. બાળલગ્નથી વસ્તી વધે છે એ તેમણે સ્વીકાર્યું છે. પડી આખડીને આખી દુનિયા આપણે–એટલે કે હિંદુઓને–માર્ગે જ ચાલી આવવાની !

હિંદ–એટલે હિંદુ ધર્મ જગતગુરુ છે ! અલબત્ત શંકરાચાર્યથી માંડીને કોઈ પણ આચાર્ય હિંદની બહાર નીકળ્યા નથી એ જુદી વાત છે. પરંતુ તેથી આપણું જગતગુરુત્વ ઘટતું નથી. હિંદુ ધર્મ સહુનું સુખ વાંચ્છે છે, સહુની તે શાન્તિ વાંચ્છે છે ! એને ઝઘડો ન જોઈએ. જીવો અને જિવાડો એ આપણો હિંદુઓનો મુદ્રાલેખ.

માટે તો મુસલમાનોને હિંદુઓએ રાજ્ય કરવા દીધું ! માટે તો અંગ્રેજોના રાજ્યને આપણે ચલાવીએ છીએ ! ગાંધીની લડત પણ જુઓને શાન્તિભરી ! અહિંસાની ! હિંદુ ધર્મ સિવાય એ બીજે બને ખરું ? છેવટે ગાંધી પણ હિંદુ તો ખરાજને–

ભલે એમણે અંત્યજોને આગળ કરી થોડી ભ્રષ્ટતા વધારી! એ પણ અંતે સમજશે જ!

અને આપણને તો એ શાન્તિભરી લડત પણ ફાવતી નથી! અહિંસાપૂર્ણ વિરોધ પણ આપણને ગમે નહિ! ભલેને પરધર્મીઓ–પરદેશીઓ આપણા ઉપર રાજ્ય કરે! હિંદુઓને તો वसुधैव कुटुंबकम् ।

ગાંધી બહુ ધાંધળ કરે તો ગાંધીને પણ બાજુએ મૂકીએ. હિંદુઓ ધર્મઘેલા છે, ગાંધીજીના ધાર્મિક દેખાવમાં મોહી રહ્યા છે એવા આક્ષેપ દુનિયા આપણે માથે મૂકે એ કેમ સહેવાય?

અમે મુસ્લિમોની પણ નોકરી કરી છે; અમે ખ્રિસ્તીઓની પણ નોકરી કરીએ છીએ; શ્રી અણેની ખાલી પડેલી જગાએ જવા માટે મારા ઉપરાંત કેટકેટલા આગેવાનો આતુર છે એ ગણાવું?

ॐ शांतिः शांतिः शांतिः । એ અમારો જીવનમંત્ર!

અને તમે ન જાણતા હો તો અમારું–અમારા હિંદુ ધર્મનું રહસ્ય સમજાવું! બહુ જાહેર ન કરશો.

શાન્તિને ખાતર અમે હિંદુ મટી પણ જઈએ.

અમે કૈંક હિંદુઓ શાન્તિને ખાતર મુસ્લિમ થયા!

અમે કૈંક હિંદુઓ શાન્તિને ખાતર ખ્રિસ્તી બન્યા! ઇતિહાસ ઉઘાડું? અમે હિંદુઓ શાન્તિને વેચાયા છીએ–જે શાન્તિમાં જખમ નહિ અને જોખમ નહિ!

હિંદુમુસ્લિમ ઝઘડામાં પણ અમે જ માર ખાઈએ છીએ એ જાણો છો ને? શાન્તિસેવનમાં એ બધું જરૂરી છે.

મને–હિંદુને ઓળખ્યો ને?

## ૮

# પહેલી મારી કોમ!

હું મુસલમાન છું! એમ કહું? કે મંય મુસલમાન હું! એમ કહું? શી આફત હિન્દુઓએ અમારે માથે ઉતારી છે કે અમે અમારી પાક ઝબાન પણ ભૂલી જઈએ છીએ! અમારી કઈ ઝબાન? અરબી? ફારસી? તુર્કી? ઉર્દૂ તો ખરી જ! પાકીસ્તાન વગર કેમ ચાલશે?–પછી ભલે મોરોક્કોથી જાવા સુધીના મુસ્લિમ મઝહબી જગતમાં એકે સ્થળે પાકીસ્તાન ન હોય! અમારું પાકીસ્તાન અમે ફાંસીને ન લેઈએ ત્યાં સુધી હિંદમાં આઝાદી કેવી? અમે વાઘ....અમે સિંહ....

.... .... ....

आर्योऽहम्! અમારી સંસ્કૃત સંસ્કૃતિ સનાતન છે એને અમે વળગી જ રહીશું. યાવની શબ્દ પણ અમારી ભાષામાં ન જોઈએ. ભલે અમે યવનોનું રાજ્ય સ્વીકાર્યું હોય! 'પેશ્વા' જેવા આર્યોને એકત્ર કરવાના શબ્દો યાવની ભાષામાંથી લીધા હોય! અને અમારું ગ્રામજીવન હિન્દુમુસ્લિમ ખેડૂતોથી વણાયલું હોય! આર્યો જ આર્યાવર્તના માલિક છે! અને રહેશે જ! આર્યાવર્તમાંથી ગાંધાર, બ્રહ્મદેશ, શ્યામ, ચંપા અને યવદ્વીપ છૂટા પડ્યા એમ જાણવા છતાં અમે ભદ્રંભદ્રીય ભાવનાથી યવનો સામે લઢીશું! બ્રિટિશ સત્તા છે તો એ લઢવાનું ફાવે છે.....કદાચ મુસ્લિમલીગ પ્રધાન મંડળોમાં અમને સ્થાન આપે તો અમે અંઘોળ કરી અંદર આવી આર્યત્વનું સ્વાતંત્ર્ય રક્ષીશું! अहं आर्योऽस्मि! ધર્મ પહેલો! સ્વાતંત્ર્ય પછી!

.... .... ....

આર્યો? અમને–દલિતોને અસ્પૃશ્યતામાં, ગુલામીમાં, યુગ-યુગથી જકડી રાખનાર આર્યોને હિન્દના માલિક બનાવવા છે? અમને અડતાં અભડાઈ જનાર, અમને મંદિરોની બહાર રાખ-નાર, અમને હલકામાં હલકા કામોમાં જોતરી રાખનાર આર્યો-ના હાથમાં જો સત્તા સોંપી છે તો યાદ રાખજો! અમે અડધા અસ્પૃશ્યો મુસ્લિમ બની જઈશું! અને બીજા અડધા બૌદ્ધ બની જઈશું! પછી ભલે ગાંધી જેવા અમને ભ્રમમાં નાખવા માટે ઉપવાસો કરે! અમને પ્રધાનો બનાવો! અમને અમલ-દારો બનાવો! સાહેબો બનાવો! હિન્દુ–સવર્ણ હિન્દુઓને ઠોકર મારી બધામાંથી દૂર કરો! ઉત્તેજન આપો તો એમને જ અમે અંત્યજ બનાવી બદલો લેઈશું! અમારા ઉપર યુગયુગથી અન્યાય કરનાર સવર્ણ હિન્દુઓને સ્વાતંત્ર્ય આપતાં અટકશો તો તમો કહેશો તે અમે કરીશું! અમને પંચમાં ગણ્યા સિવાય કોઈને પણ સ્વતંત્રતા કેવી? બ્રિટિશ સત્તા અમર તપો!

.... .... ....

અરે જો જો! ભૂલમાં પેલા ભિક્ષુક બ્રાહ્મણોને સ્વાતંત્ર્ય સોંપતા! દેશનું સત્યાનાશ વાળનાર બ્રાહ્મણો વિરુદ્ધ અમે અબ્રાહ્મણો વજ્રખડક સમા ઊભા છીએ! અમે અબ્રાહ્મણો! યુગયુગનાં કાવતરાંથી સજ્જ થયેલા એ બ્રાહ્મણોએ આજના યુગમાં વળી સ્વતંત્રતાનો ઝંડો ઉપાડ્યો છે! તમારી મહાસભા બ્રાહ્મણોની સત્તા કાયમ રાખવાનું એક કાવતરું છે એમ સાબિત કરવાના પુરાવા અમારી અબ્રાહ્મણોની પાસે છે જ! ન્યાય–જસ્ટિસ–એ અમારા પક્ષનું સૂત્ર. જુઓને, મહાસભાના જ આગેવાનો....ગાંધી....વલ્લભભાઈ....આઝાદ....અરે એ ભલે બ્રાહ્મણો ન હોય! જો બ્રાહ્મણપ્રેરી મહાસભાને જરાય સત્તા આપી છે તો યાદ રાખજો....અમે સામે ઊભા રહી સત્તા ન

આપનાર સત્તાને બળવાન બનાવવા ખડે પગે તૈયાર છીએ! પછી ભલે એ સત્તા પાંચ હજાર ગાઉ દૂર વસતી પરદેશી સત્તા હોય! બ્રાહ્મણોને સત્તા કેવી? એને તો ભીખ ઘટે!

.... .... ....

પણ અમે દ્રવીડો અને આદિ દ્રવીડાને તો તમે બધા ભૂલવાના જ ને? ખરું જોતાં પ્રાચીનતાના સિદ્ધાન્ત અનુસાર આર્યાવર્તના ખરા માલિક તો અમે જ છીએ! હાલના પૂર્વ-પશ્ચિમમાં પ્રસરી રહેલા ન્યાયના યુદ્ધમાં અમે ન્યાય કેમ ન માગીએ? આર્યો-હિંદુઓએ કરેલા અમારા ઉપરના જુલ્મ આજના જર્મની જપાનની યાદ આપે એમ છે! અમને વનમાં જંગલમાં, ડુંગરમાં સંતાતા બનાવી દીધા છે! ખબરદાર! જો અમને પૂછ્યા વગર કોઈને સ્વતંત્રતા આપી તો!

.... .... ....

હું મુસ્લિમ હોઈને મારી બાદશાહીનો હક્ક આગળ કરી એક અલગ રાષ્ટ્ર અને પાકીસ્તાન નામે ઓળખાતી રાષ્ટ્રભૂમિ માગું છું. એ સિવાય હિંદને સ્વાતંત્ર્ય ન મળો!

.... .... ....

હું મારી સનાતન પ્રાચીનતા અને અર્વાચીન પેશ્વાઈને આગળ કરી વર્ણવ્યવસ્થામાં સૂક્ષ્મ રીતે સમાયલી સ્વતંત્રતા માગું છું. ધર્મ પહેલો અને સ્વાતંત્ર્ય પછી! ભલે એ ધર્મે અમને રાજકીય પરાધીનતામાં પ્રવેશતાં અટકાવ્યા ન હોય!

.... .... ....

હું એ સનાતની હિંદુને રસાતળમાં મોકલવા મથતો અવર્ણ હિંદુ છું. એ જ્યાં સુધી રસાતળમાં ન પહોંચે ત્યાં સુધી હિંદને સ્વાતંત્ર્ય કેવું?

.... .... ....

અને હું અબ્રાહ્મણ! બ્રાહ્મણપ્રેર્યો હિંદુ ધર્મમાં એટએટલા

ભાગલા પડેલા બતાવું કે સ્વાતંત્ર્ય માટેની હિંદુઓની પાત્રતા માટે જ જગતને સંશય ઊભો થાય!

.... .... ....

પરંતુ વસતી ગણતરીમાં સરકાર માબાપે જુદા પાડવા માંડેલા અમે દ્રવીડો અને આદિ દ્રવીડો જુદા છીએ એ વાત સ્વાતંત્ર્યની યોજના વિચારતાં ભૂલશો નહિ! નહિ તો અમે જંગલ, પહાડ અને વનવગડામાંથી ઊતરી આવી તમારો હાથ પકડી તમને સ્વતંત્રતા લેતાં અટકાવીશું!

.... .... ....

શું કહો છો?

મંય મુસ્લિમ હું! ના પાડો છો? કાઢું છુરો?

अहं आर्योस्मि। નહિ? એમ? શુદ્ધ વેદોચ્ચાર કરી હું મંત્ર ભણી તમને ખાતરી કરી આપીશ કે અમારી આર્યતામાં કેટલું બળ છે!

હું અંત્યજ છું....ના પાડો છો? આવવા દો અમને ધારાસભામાં! અને પછી મંદિરોમાં નહિ લઈ જાઓ તો હું તમારાં મંદિરોને ખેદાનમેદાન બનાવીશ!

અબ્રાહ્મણ....દ્રવીડ....!

હિંદસ્વાતંત્ર્યના સૂર્યને પૂર્ણ ખીલવતાં અટકાવતા અમે કોમીવાદી રાહુઓ છીએ એમ તમે કહો છો? એટલી તો અમારી એકતા છે જ! હા....હા....હા....

ભલે અમને રાહુ કહો! પણ અમને બાજુએ મૂકી તમે શું કરી શકો એમ છો? સ્વતંત્રતાની, સ્વતંત્રતા માટે હવામાં બાચકા ભરનાર તમારા જેવાની અમે ટીહોલી બોલાવીએ છીએ! અમે કોમીવાદીઓ તમને આહ્‌વાન કરીએ છીએ:

લો જોઈએ સ્વાતંત્ર્ય!

કદી તમારા હાથમાં એ આવવા નહિ દઈએ!

૯

# હું રાજા છું!

હું રાજા છું!

હું ઠાકોર છું, નવાબ છું, રાજા છું, મહારાજા છું, છત્રપતિ છું, મહારાજાધિરાજ છું, રાજરાજેન્દ્ર છું!

લાખો કરોડોની મારી આમદાની.

હજારો માઈલના વિસ્તાર ઉપર મારી હકુમત.

લાખો માનવીઓનાં જીવન મારી ઈચ્છાને અધીન છે.

હું ચાહું તેને ફાંસીએ ચઢાવી દઉં....પણ જરા થોભો! પેલી રેસીડેન્સી, પેલું પોલિટિકલ ખાતું મારા ઉપર એવી આંખ રાખે છે કે હું ચાહું તેને નહિ પણ એ ચાહે તેને મારે ફાંસીએ ચઢાવવો પડે!

નહિ તો? પૂછશો જ નહિ.

અમને પ્રિન્સીઝ–રાજબચ્ચાં–કહેવામાં આવે છે.

આંતરરાષ્ટ્રીય જીવનમાં અમારું સ્થાન જ નથી. પણ એ કહેવાનું કોને? અને તેની અમને ક્યાં જરૂર પણ પડી છે?

અમે રાજા અમારા ઘરના!....અરે ઘરનાં ય હોઈશું ખરા? ....હા, હા. રાજ્યની મર્યાદામાં અમે ફાવે તે કરીએ.

અમે લશ્કર રાખી શકીએ....પરવાનગીથી; એ લશ્કરનાં હથિયાર મોટે ભાગે તો મ્યુઝિયમમાં જ શોભી શકે! પણ એ તો બ્રિટિશ શહેનશાહતની મરજી! અમે પણ એની જ મરજીનાં રમકડાં ને?

હમણાં જ અમારા એક અગ્રણીએ નહોતું કહ્યું કે જો બ્રિટિશ સત્તા અહીંથી જરા પણ ચસે તો આપણું–હિંદુસ્તાનનું સ્વાતંત્ર્ય જતું રહે ?

તમે શું એમ પૂછો છો કે ત્યારે અમે રાજા થયા શું કરવા ? હિંદનું સ્વાતંત્ર્ય મેળવવા અમે રાજા થયા એવું ધારો છો શા માટે ? હિંદસ્વાતંત્ર્ય–જો તે કદી હશે તો–અમારા દેખતાં જ–અમારી ત્રીજીચોથી પેઢીથી ગયું છે.

પરંતુ એમાં આપણે કેટલી શાન્તિ, સ્થિરતા અને આબાદી મેળવ્યાં ?

અને ખાસ કરીને અમે રાજાઓ–નાના કે મોટા–અમારા રાજ્યમાં કેટલી આઝાદી ભોગવીએ છીએ ?

હમારી જરૂર નથી એમ કહેનારો એક ફાંટાબાજ વર્ગ નીકળ્યો છે. આમ તો દુનિયામાં કોના વગર અડી રહ્યું છે ? પરંતુ અમે હિંદભરની શોભા છીએ એ ભૂલશો નહિ ! અમે હિંદનો દબદબો, ગાંભીર્ય, શિષ્ટ ઠાઠ અને પ્રાચીન ચમક જાળવી રહ્યા છીએ.

અમે ન હોઈએ તો વાઇસરોય ગવર્નરોના જભ્ભા ઉપાડનાર પ્યાદાંઓ કોનાં કુટુંબોમાંથી આગળ કરી શકાય ?

અમે ન હોઈએ તો પ્રાચીનતાની જાહોજલાલીનો ખ્યાલ વર્તમાનયુગને ક્યાંથી આવી શકે ? અમારા મહેલ, અમારી ઘોડાર, અમારાં હાથીખાનાં, અમારાં ચિત્તાખાનાં, કબૂતરખાનાં અને કૂતરાખાનાં, અમારા બાગબગીચા અને ગાનારીઓનાં ટોળાં અમે ન હોઇએ તો ક્યાંથી કોઈ જોઈ શકત ?

અમારા પોષાક, અમારાં ઘરેણાં, અમારી સવારીઓ,

અમારા કિલ્લાકોટ, અમારા શિકાર, અમારાં ખાણાં, અમારા રંગરાગનો ખ્યાલ નવી દુનિયાને આવે જ ક્યાંથી? જીવન ભોગવવું એટલે શું એનો અનુભવ અમારા વર્ગ તરફ દૃષ્ટિ કર્યા વગર કદી કોઇને નહિ આવે–જો કે અમારા રણવાસ તરફ કોઈ નજર ન કરશો! એ ગુપ્ત જગતમાં દૃષ્ટિ કરનાર પોતાના જીવને–આત્માને–દેહને જોખમાવે છે.

અમે ભરગચ્ચીના પોષાક પહેરીએ છીએ ત્યારે વાજાંવાળા જેવા લાગીએ છીએ, એમ તમે ટીકાકારો કહો છો?

અમારી નાલેશી કરનારને સજાએ પહોંચાડવાનો કાયદો બ્રિટિશ હિન્દી સરકારે કરી રાખ્યો છે એ ભૂલશો નહિ!

મોટે ભાગે દત્તકો માગતા અમે રાજામહારાજાઓ શું દુર્બળ માનવો બની ગયા છીએ? અમારી રાણીઓની સંખ્યા, સ્ત્રી સેક્રેટરીઓની સંખ્યા, મૈત્રિણીઓની સંખ્યા જોયા પછી તમે એવું કશું કહી શકો જ નહિ! દત્તક માગવાની પરિસ્થિતિ એ એક અકસ્માત છે.

અમે પણ દેશાભિમાની છીએ, દેશનું ભલું ચાહીએ છીએ, પરંતુ ધાંધળ અમારા રાજ્યમાં ન જોઇએ. અમને અમારો સ્વતંત્ર રાહ લેવા દો! અમારે અમારી વિશિષ્ટતા સાચવવી જોઇએ. અમારે ત્યાં રાજાપ્રજા વચ્ચે પિતાપુત્રનો સંબંધ, એટલે તો ઘણી જગાએ અમે બાપુને નામે ઓળખાઇએ છીએ.

તમારા ગાંધીએ ધારણ કરેલું ‘બાપુ’નું બિરદ અમને જોઇને જ સ્વીકારાયું છે.

અમારી રૈયત સુખી અને સંતોષી છે. શીતળ શાન્ત જળમાં કાંકરા ન નાખો!

શિકારે જઇએ છીએ ત્યારે અમે ગરીબોની સ્થિતિ જરૂર જોઇએ છીએ.

બેન્કવેટ આપીએ છીએ ત્યારે અમારાં પ્રજાજનોની ભૂખનો જરૂર વિચાર કરીએ છીએ! અમારાં રાજ્યો કાયમ રાખી ભલે હિંદ આગળ વધે! વચનોમાં અમે કદી દરિદ્રતા સેવી જાણી છે? અરે, અમે શામાં દરિદ્રતા સેવી છે? અમારા કેટલા ઘોડા શર્તોના મેદાનમાં ઊતર્યા છે એ જાણો છો? એ રીતે-અમારી ઢબે અમે ધનને ચારે કોર ફેરવતા રહીએ છીએ.

અમને કાંઇ પણ કહેતી વખતે એક વાત ન ભૂલશો. અમારા કાન બીજા કોઇના હાથમાં છે. અને કોઈ ન સાંભળે એમ તમને કહું: છેલ્લાં વીસપચીસ વર્ષમાં કેટકેટલા રાજવીઓના કાન પકડાયા? અને કેટલાની ગાદીઓ ઊછળી ગઈ? હિસાબ કાઢ્યો છે?

અમે અમારી શર્તો ઉપર, બ્રિટિશ ભાઈબંધી ઉપર મુસ્તાક છીએ.

અમારે ત્યાં નવો પ્રકાશ લાવવા મથશો નહિ. અમે પુરાતન કાળને વેચાયા છીએ–પછી ભલે નવી પાશ્ચિમાત્ય રમતો રમીએ!

## ૧૦

## હું સાક્ષર !

મારે માટે ઊંચું–અને ત્યાં સુધી ઊંચામાં ઊંચું સ્થાન રાખી મૂકશો. હું હાલતો હોઉં, ચાલતો હોઉં, વાત કરતો હોઉં, બોધ કરતો હોઉં, લખતો હોઉં કે વાંચતો હોઉં છતાં મારું સ્થાન અનોખું જ રહે. રાજામહારાજા, ધનિક, સત્તાધીશ અને દેશનેતાની માફક મારે પણ આસન જોઇએ; અગ્રાસન જોઇએ, ઉચ્ચાસન જોઇએ, સિંહાસન આપશો તોય ચાલશે. એ જેવી તમારી લાયકાત !

કારણ હું વિદ્વાન છું, વિવેચક છું, પંડિત છું, સાક્ષર છું, સાહિત્યકાર છું, સરસ્વતીનો સેવક....અરે, સરસ્વતી મારી સેવક છે. હું કોઇનોયે સેવક નથી; મને કોઇની પરવા નથી, તમા નથી, દરકાર નથી એમ હું માનું છું; એટલું જ નહિ, પરંતુ સહુ કોઈ એમ માને એવું વર્તન પણ રાખું છું. નમ્રતા સારી દેખાય એટલે જ અંશે હું કેળવું છું, અને તે પણ મારું અગ્રાસન મને મળશે જ એવી ખાતરી થયા પછી જ.

શા માટે નહિ ? ધનપતિ ધનનો ઘમંડ સેવે; સત્તાધીશ સત્તાનો ઘમંડ સેવે; વિદ્યાપતિ હું વિદ્યાનો ઘમંડ ન રાખું તો વિદ્યાનું માન કેમ વધે ?

મેં આજ સુધીમાં એટલું વાંચ્યું છે કે મને હવે કશું જ વધારે વાંચવાની જરૂર રહેતી નથી. મારું જ્ઞાન છે એના કરતાં વધારે વધી શકે એમ નથી, કારણ જ્ઞાનની સીમા મેં જોઈ છે. મારાં પોતાનાં લખાણ સિવાય બીજું કશું જ વાંચવાની મારે જરૂર નથી; બીજા કોઇને પણ નથી–સમજદાર હોય તો !

મારાં લખાણમાં સઘળું સમાઈ જાય છે.

દુનિયામાં ચાલતા અસંખ્ય અન્યાયોમાં વિદ્વાનો વિરુદ્ધના અન્યાયો ભારેમાં ભારે છે, એ કહેવાની મારા જેવા વિદ્વાનને હવે જરૂર રહી નથી. માનવ જાતને અમારી કદર નથી એ વાત બાજુએ મૂકીએ. પરંતુ પ્રકાશકો પણ અમને અન્યાય કરે છે એ અમારાથી સહન થતું નથી. બુદ્ધિ અમારી; મહેનત અમારી; અને પૈસા પ્રકાશકને મળે ! હું ખાતરી આપું છું કે અમને પૈસાની બિલકુલ પરવા નથી; કનકને કથીર માની અમે ચાલીએ છીએ; બીજાનું કનક ખાસ કરીને. છતાં પ્રકાશકોના અન્યાય સામે ઝૂઝવાની અમારી ફરજ અમે બજાવ્યે જઈએ છીએ—જો કે એ જ પ્રકાશકો વગર અમારું લખાણ કોણ પ્રસિદ્ધ કરત એવા એવા પ્રશ્નો પુછાય છે છતાં !

એક રશિયા જ એવો દેશ છે કે જ્યાં વિદ્વાનો અને સાહિત્યકારોને પૂજવામાં આવે છે. ઇંગ્લાંડ–અમેકારીકામાં પણ લક્ષાધિપતિ લેખકો હોય છે. ટાગોર સિવાય હિંદમાં બીજો કયો લેખક લક્ષાધિપતિ બન્યો ? માટે જ હિંદને સ્વરાજ્ય મળતું નથી. ગાંધીજી એ વાત વીસરી ગયા લાગે છે....અરે ! 'ગાંધીજી' કહીને અમે અમને જ હલકા પાડીએ છીએ ! બહુ દિવસથી મેં એ શબ્દમાંથી 'જી' અક્ષર બાદ કરેલો છે જ ! અને સમજ વગરના સાક્ષરનામધારીઓ ગાંધીને પણ સાક્ષર કહે છે ! એટલું જ નહિ, એને પરિષદનો પ્રમુખ પણ બનાવે છે! છટ્ !

સ્વરાજ ક્યારે મળે એ જાણો છો ? સાક્ષરોનું પૂજન કરો ! સાક્ષરોનું પોષણ કરો ! સાક્ષરોને સુખમાં રાખો ! સાક્ષરોનાં દેવાં ભરો ! સાક્ષરોને તમારે પૈસે પર્યટન કરાવો ! સાક્ષરો બોલે તે સાંભળો !—અને તાળીઓથી તેમને વધાવી લો !—સાક્ષરો લખે તે જ વાંચો વંચાવો ! એમના ક્રોધને સહી

ક્રોધ પાછળ ભભૂકતા પુણ્યપ્રકોપની આરતી ઉતારો! એમનાં અપમાન પાછળ સંતાયેલી લલિતકલાનાં માનભર્યાં વિવેચન કરો! એમની વિચિત્રતાઓને મહત્તાનાં લક્ષણો તરીકે વધાવી લો! સભામાં આવે ત્યારે જ નહિ, પરંતુ તેઓ ઘેર બેઠા હોય તે વખતે પણ તેમને ફૂલહાર અર્પણ કરો! અને એમની છબીઓ ઘરઘરમાં મુખ્ય સ્થાને લટકાવો!–છબી પડાવવાની તકલીફ આપ્યા બદલ તેમને રીઝવ્યા પછી! સાક્ષરોને રીઝવ્યા સિવાય સ્વરાજ્ય કદી મળશે નહિ! કદી મળશે નહિ! કદી મળશે નહિ!

સાક્ષરો કોણ કોણ એમ પૂછો છો? તમારું કેટલું ભયંકર ઘન અજ્ઞાન! અમે સાક્ષરો કીર્તિલોભી નથી. એ આ ઉપરથી જણાઈ આવશે. 'અમે'માં પ્રથમ તો....એક તો.... પૂરી નમ્રતાસહ કહું છું કે....હું! અને બીજા....જવા દો. બહુ ગણતરીમાં પડશો નહિ. સાચા સાક્ષરો બહુ જ થોડા હોય છે એમ હું તમને ખાનગીમાં કહું તો મને મિથ્યાભિમાની માનવાની ભૂલ ન કરશો. એની સાબિતી?

જોયું નહિ, પેલો નવો અછકલો યુવાન સાહિત્યકાર થવા આવ્યો! એક જ વિવેચનથી એને ડારી દીધો તે હવે લખતો જ બંધ થઈ ગયો છે.

અને પરિષદને પ્રમુખસ્થાને પેલા ભાઈ બેસવા આવ્યા! એ કેવો કૂપમંડૂક છે એ બે લેખમાં મેં દર્શાવી દીધું અને એની ખુરસી ગગડી ગઈ!

પેલા નવલકથાકારને તો મેં તરજુમિયો લેખક ઠરાવી જ દીધો છે!

કવિતાનો મુજારો ઊભો કરનાર એક ઘમંડીને કવિતા

લખતો જ બંધ કર્યો !

અને પેલા બુઢ્ઢા કહેવાતા સાક્ષર સામે તો હું બાર બાર વર્ષોથી ઝૂઝું છું. એનું અને મારું દ્વંદ્વયુદ્ધ ન હોય એવો એક પણ માસ ખાલી જતો નથી !

અમે સાક્ષરો ભારે યોદ્ધાઓ ! મહારથી અને અતિરથી પણ અમારાથી હારે !

એટલે મારી સામે નજર કરશો તો સાચો સાક્ષર કોણ એ દેખાઈ જશે.

મેં પહેલો લેખ લખ્યો ત્યારથી હું સમાજસેવા કરું છું. મારો પહેલો લેખ પ્રસિદ્ધ થયો ત્યારથી મારી જાહેરસેવા શરૂ થઈ ગઈ છે. એટલે મારી સેવા કયી, મારો ઉપયોગ શો, મારી કિમ્મત શી એ કશું પણ પૂછવાની જરૂર હવે રહી નથી. ભદ્રંભદ્રની માફક હું કહી દઉં કે 'प्रश्नस्य अनौचित्यम !'

સર્વ પ્રકારનાં દુઃખ અમે સહીએ છીએ; પૈસાનાં, પ્રેમનાં, પ્રતિષ્ઠાનાં ! પાપપુણ્યના અખતરાઓ આદરીએ છીએ અમે ! કલ્પનાઓ કરી અમે નવી દુનિયાં ઘડીએ : અમે યુદ્ધવીરો છીએ–શબ્દબાણની અમારી સાધના ભલભલા શસ્ત્રવીરોને મહાત કરે એમ છે.

અમને પૂજો ! સ્વરાજ્ય શું, સામ્રાજ્ય પણ તમને મળશે ! અમે સાક્ષરો સ્વપૂજનના પૂજારીઓ છીએ ! સર્વનાં પૂજનના અધિકારી હોઈએ જ ને !

## ૧૧

# હું પ્રોફેસર

હું પ્રોફેસર છું....પ્રો ઉપર ભાર દેવો. અશુદ્ધ ઉચ્ચારણ હું સાંખી શકીશ નહિ!

મને ગામઠીશાળાનો મહેતાજી ન માનતા. પ્રાથમિક કેળવણી મહત્ત્વની છે એમ હું ભાષણમાં કહું છું. પરંતુ મહેતાજી પ્રત્યે અંદરખાને મને તિરસ્કાર છે.

માધ્યમિક શાળાઓ ચલાવતો હું પંતૂજી પણ નથી.

માધ્યમિક શિક્ષણ મહત્ત્વનું છે એમ મને કોઈ કેળવણી-પરિષદનો પ્રમુખ નીમો તો કહું. બાકી ઉચ્ચ કેળવણી એ જ સાચી કેળવણી–અને તે આપનાર અમે પ્રોફેસરો રાષ્ટ્રના ઘડવૈયા છીએ.

અમને આચાર્ય, અધ્યાપક અને પ્રાધ્યાપક જેવાં ભદ્રંભદ્રીય નામથી ન ઓળખાવશો, પ્રોફેસર શબ્દમાં જે અલબેલી અસર છે તે બીજા શબ્દોમાં આવતી નથી અને આવવાની નથી જ. એ શબ્દને સ્વીકારી લીધા વગર હિન્દની કોઇ પણ ભાષાને ચાલે એમ નથી. પ્રો. લખીને જે અભિમાન અમે અનુભવીએ છીએ તે ઈશ્વરના ઐશ્વર્યને પણ ભુલાવે એમ છે. પરંતુ એ સાત્ત્વિક અભિમાન! પ્રાથમિક કેળવણી આપતા શિક્ષકોને કેળવવાની જરૂર, માધ્યમિક કેળવણી આપતા શિક્ષકોને કેળવવાની જરૂર. જરૂર માત્ર અમને જ કેળવવાની નહિ. અમે સ્વયં કેળવણીમૂર્તિ જ છીએ. ઉચ્ચ કેળવણીનો વિષય જ એવો છે કે જેમાં અમને બોલાવ્યા એટલે કેળવણીનો મહા-

સાગર ફેલાયો માનો. વિદ્યાની ઉચ્ચતમ કક્ષા એટલે અમારે મન મૂઠીમાંની રમત.

અમારો સંસ્કાર, અમારી વિદ્વત્તા, અમારી છટા અમને સહુથી જુદા જ પાડે છે. પૈસાનો અમને તલપૂર પણ લોભ નહિ. છતાં ઓછો પગાર તો અમારાથી લેવાય જ કેમ? અમારી વિદ્યાનું મૂલ્ય શું અમે જ ઘટાડીએ? સારો પગાર ન મળતો હોય તો ગામડી મહેતાજી અને અમારામાં ફેર શો? અમારી સેવા લેવી હોય તો અમને ભરપટ્ટે મહેનતાણું આપો! પ્રાથમિક કેળવણી આપતા શિક્ષકો કરતાં ત્રીસેક ગણો અને માધ્યમિક કેળવણી આપતા શિક્ષકો કરતાં દસપંદર ગણો હશે તો ચાલશે. અમે બહુ લોભી નથી. અમારી પાત્રતાના બદલામાં તો એ પણ નહિ જેવો એમ કહેવાય!

અમે લોભી નથી એનો જ્વલંત પુરાવો આપું? પરીક્ષક બની અગર નિરીક્ષક બની જે કાંઇ મળે તેનાથી સંતોષ પામી ઓછા પગારનો અસંતોષ અમે સદા દૂર કરીએ છીએ. આ શું ઓછું સંતોષકારક દૃષ્ટાંત છે?

બને તો સીનેટ સીંડીકેટમાં દાખલ થઈ જૂજજાજ મળતા ભથ્થાભાડાથી ચલાવી લેઇએ છીએ. કદાચ જે વર્ગનું ભથ્થું-ભાડું મળતું હોય તે વર્ગથી નીચલા વર્ગમાં મુસાફરી કરીને પણ અમે કરકસર કરી લઈએ છીએ! શું કરીએ? સાદાઇનો દાખલો તો બેસાડવો જ રહ્યોને? અને યુનિવર્સિટીની ચૂંટણીઓમાં તે કાંઈ ઓછું ખર્ચ થાય છે? ટપાલખર્ચ જ વિચારોને! અમારો આત્મભોગ આ ઉપરથી સાબિત થશે.

અમારા નિર્લોભપણાની ત્રીજી સાબિતી અમારી નોટ્સ-છપાયલી નોટ્સ-આપશે. કેટલી રાત જાગી, કેટલા દીવા બાળી, કેટલાં પુસ્તકો ઉથામી અમે વિદ્યાર્થીઓ માટે સરળ

દીપિકાઓ લખીએ છીએ! અમારી દીપિકાઓ વાંચીને પાઠ્ય પુસ્તક નજરે પણ ન જોવા છતાં પસાર થયેલા કેટલા ય વિદ્યાર્થીઓ હું તમને ગણી બતાવું! એમાં જૂજ મળતર મળે તેમાંયે અદેખી દુનિયા અમારી સામે કતરાતી નજર નાખે છે!

વિદ્યાર્થીઓને અંતે તો આ દુષ્ટ અને કાવાદાવાવાળી દુનિયામાં જ પ્રવેશ કરવાનો છે ને? બીજા શિક્ષણ સાથે દુનિયાના દાવપેચનું શિક્ષણ પણ અમે અમારાં સ્વદૃષ્ટાંતોથી આપી ઉપયોગી કાર્ય કરીએ છીએ ત્યારે અપ્રોફેસરો અમારી નાહક નિંદા કરે છે! ચૂંટણી, દાવપેચ, પાયરીની ચઢઊતર, ચાડીચૂગલી, વેરઝેર, પટાબાજી અને કદી કદી ગુંડાગીરીનાં અમારાં પ્રદર્શનો આ ગુંડાઓની દુનિયામાં વિદ્યાર્થીઓને વધારે પાત્રતાવાળા નહિ બનાવે એમ કહેવાની શું તમે હિમ્મત ધરી શકશો?

થવા દો મને પ્રિન્સિપાલ,–જેને માટે અમારી સહુની યોગ્ય તજવીજ ચાલ્યા જ કરે છે–પછી જુઓ એવી હિમ્મત ધરનારનાં પુત્રપુત્રીઓની કૉલેજમાં કે પરીક્ષામાં હું દશા કરું છું તે! અમને જેમ સભ્ય વાત કરતાં આવડે છે, સફાઈબંધ ભાષણો આપતાં આવડે છે તેમ ગાળભેળ દેતાં પણ આવડે છે એ કોઈને કહેશો નહિ–પણ એ સત્ય ભૂલશો નહિ!

અમારા નિંદકો સામે નજર પણ નાખ્યા વગર અમે અમારી પવિત્ર ફરજ બજાવીએ છીએ.

અઠવાડિયે બે ત્રણ કે ચાર કલાક અમે શીખવીએ તો બસ થાય એટલો જ્ઞાનભંડાર અમારી પાસે છે. શા માટે એ વેડફી નાખવો?

શીખવવાના કલાકમાં અમે દસ મિનિટ મોડા આવીએ અને વીસ મિનિટ વહેલા જઈએ તો ય વિદ્યાર્થીઓનું જ્ઞાન અમે

વધારતા જ ચાલીએ છીએ!

વચમાં 'ઇનડિસ્પોઝડ'–શીખવવાનું મન નથી–એવું કહી તેની જાહેરાત ચોઢી થોડો આરામ લેઈએ તેમાં કોઇને શું? આરામ અમને વધારે શિક્ષણબળ આપે છે.

પાઠ્ય પુસ્તકો પૂરાં ન થાય તો ય વિદ્યાભ્યાસમાં અડચણ આવતી નથી એ સમજવા માટે તમારે અમારા શિષ્ય બનવું જોઇએ. એ શિક્ષણકળા જેવી તેવી નથી. મહામહેનતે એ સાધ્ય થાય છે.

વિલાયતના–પશ્ચિમના ભાનભૂલ્યા પ્રોફેસરો જેવા અમે કઢંગા, ભૂલકણા કે વેવલા તો નથી જ. માત્ર અવગુણિયા વિદ્યાર્થીઓ જ અમને હસે છે, અમારાં નામ પાડે છે, અમને શીખવવા દેતા નથી!

અને તો ય ખોટું શું છે? ટોળાશાહી માટે પ્રજાને તૈયાર કરવાનું પણ માન અમે એમાં લેઈ શકીએ એમ છે.

દેશને અમારા વગર ચાલે એમ નથી, પ્રજાને અમારા વગર ચાલે એમ નથી, રાષ્ટ્રને અમારા વગર ચાલે એમ નથી. જોતા નથી, યુનિવર્સિટી સ્થપાયા પછી આપણા દેશે કેટલી પ્રગતિ કરી છે તે? એ પ્રગતિ એટલે અમે જ પ્રોફેસરો!

દેશની લડત–અરે, રાખો! અમારે હડતાળ ન પડે એની વ્યવસ્થા કરવી છે.

અમે વિદ્યાને વેચાયા છીએ? કે વિદ્યાવેતનને?

## ૧૨

# હું વિદ્યાર્થી

હું વિદ્યાર્થી છું. વિદ્યાર્થી એટલે? કદી કોઇને વેચાયલું નહિ એવું પ્રાણી—માનવ પ્રાણી! મુક્ત, સ્વતંત્ર, આઝાદ!

બળ, ઊર્મિ, તમન્ના, ઇચ્છા, આકાંક્ષાનો અવતાર તે હું! મારા ઉપર દેશનો આધાર છે, જગતનો આધાર છે, માનવ જાતનો આધાર છે. સહુ કોઈ એમ કહે છે એટલે અમે પણ શા માટે ન માનીએ? ભાવિને વર્તમાનમાં ખેંચી લાવનાર મહાશક્તિ તે વિદ્યાર્થી!—એટલે હું પોતે. મારા વગર સ્વરાજ્ય સંભવિત નથી. દેશની દાઝ મને જેટલી છે એટલી બીજા કોને....?

તમે નથી માનતા, એમ?

જુઓ, અભ્યાસ કરતાં કરતાં હું દેશ માટે કેટકેટલું કરી રહ્યો છું! અલબત, એથી મારો અભ્યાસ જરા આસાયેશથી થાય છે; દર વર્ષે પરીક્ષા પસાર કરવાની ઉતાવળ મારાથી થતી નથી; વાંચવાના ઘણા વિષયો હું બાજુએ રાખું છું. પણ એટલો ભોગ તો વિદ્યાર્થી તરીકે મારે આપવો જોઇએ ને? તેમ ન કરું તો દરેક નેતા—સ્થાનિક તેમજ સાર્વદેશિક—ની જન્મતિથિ, મરણતિથિ, કારાગ્રહતિથિ, વનપ્રવેશ, ષષ્ટિ અબ્દિ પૂર્તી જેવા પ્રસંગોએ હડતાલ કેમ પડાવી શકું? હડતાલ એ અમારો ચક્રવ્યૂહ! ગાંધીજી કે મજૂર આગેવાનો પડાવે એના કરતાં પણ અમો વિદ્યાર્થીઓની હડતાળ વધારે ઝમકદાર!

અને મેં જે દિવસે ધાર્યું તે દિવસે કૉલેજમાં હડતાળ પડવાની જ. ટૂંકામાં કહું તો હું વિદ્યાર્થીઓનો આગેવાન છું—નેતા છું—નિયામક છું. મને સરમુખત્યાર જ કહોને? જો કે

સત્તાનો મને લોભ નથી જ.

સત્તાની વાત કરું છું ત્યારે કેટલીક સાચી હકીકત મારે કહેવી પડે છે. વિદ્યાર્થીઓનો સમૂહ મારે વશ છે એટલું જ નહિ; પણ તમે જાણીને ખુશી થશો કે કૉલેજના પ્રોફેસરો પણ મારાથી ભય પામે છે!

હું હોઉં ત્યારે બનતા સુધી પ્રોફેસર વર્ગને કશું શીખવી જ શકતા નથી. હું કાગળોની કાપલીઓ ઉરાડું છું, કાગળનાં બલૂનો ફેંકું છું, પ્રોફેસરના અવાજની નકલ કાઢું છું, એમનાં નામ પાડી પ્રચારમાં મૂકું છું, અને આખા વર્ગને ધાંધળ ધમપછાડ કરવાનું મન થાય એવું વાતાવરણ ઊભું કરી દઉં છું! આહ! કયા મઝા!

અસહકારના સિદ્ધાન્તનો એ મારો પહેલો અમલ!

સત્તાની સામે થવાનો એ મારો પહેલો અખતરો!

લોકશાસનવાદનો એ મારો પ્રાથમિક નમૂનો!

પણ એ બધું કર્યા છતાં આપણે પકડાવાના તો નહિ જ હોં! બંદા તો આઝાદના આઝાદ! આપણી તરકીબ તો એ જ કે ગમ્મત આપણે કરીએ અને પકડાય બીજા જ!

તમને શું હું એમ કહેતા સાંભળું છું કે હું કૉલેજનો લબ્વો છું? ગૃહસ્થ તરીકે મારું એમાં અપમાન થાય છે એ યાદ રાખજો! અને હું વિદ્યાર્થીનું અપમાન કરનારની કેવી રેવડી દાણાદાણ થાય છે એ ખબર તો છે ને? પોલીસો પણ અમારાથી ડરવાના.

તોફાન કરી બીજાને માથે દોષ ઢોળી દેવા છતાં હું ગૃહસ્થ છું એ ભાન જતું નથી. મારી ગૃહસ્થાઈ જરા જરામાં ઘવાઈ જાય એટલી સુંવાળી છે!

ભણવા માટે આવ્યો છું-અને ધીમે ધીમે સાવકાશથી ભણું છું-એટલે ભાવિ નાગરિક તરીકે હું ગૃહસ્થ છું.

મારાં તોફાનોમાં કૉલેજની કન્યાઓનું મારા પ્રત્યે આકર્ષણ થાય એવો પણ છૂપો ઉદ્દેશ રહેલો છે, અને એ ઉદ્દેશ સફળ થતાં કોઈ કન્યા મારી બહાદુરી, ચાલાકી અને ચબરાકી પર મોહી પડતાં હું ગૃહસ્થ બનવાનો જ ! એટલે મારો આખો માર્ગ ગૃહસ્થાઈનાં જ લક્ષણોથી ભરપૂર છે એટલે હું ગૃહસ્થ જ છું.

ગૃહસ્થને જરા જરામાં ખોટું લગાડવાનો હક્ક છે ! એટલે મને લવ્વાની ઉપમા આપવામાં તમે મારું અપમાન ન કરો એવી સાવચેતી રાખજો ! નહિ તો....?

મારા વિદ્યાર્થીઓનું ટોળું હશે ત્યારે હું મારી બહાદુરી તમને બરાબર બતાવી આપીશ ! જેવી રીતે વર્ગમાં સંતાઈને ટોળાને ઓથે પ્રૉફેસરને ખબર પાડું છું એમ ! છાનેમાને પથ્થર મારીશ, રસ્તે જતાં તમને ચીઢવીશ, તમે એકલા હશો અને અમે પાંચપંદર હોઈશું તો તમારી પાઘડી કે ટોપી ઉથલાવી પાડીશ, અને તમે કોઈ સભામાં હશો તો સભા વીખેરી નાખીશ ! મારો પ્રભાવ, મારી બહાદુરી, મારું વીરત્વ દેશને કામ લાગે એવાં છે કે નહિ ? સાચું કહેજો !

અલબત્ત સાંજે હું ફરવા નીકળું છું ત્યારે મારું માનસ કૂંળું હોય છે ! છોકરીઓ જોવામાં -અને તેમને માટે અભિપ્રાયો બાંધવામાં એ વખતે હું રોકાયલો હોઉં ત્યારે હું સૌના દોષ માફ કરું છું !

દેશને પણ જરા ભૂલી જાઉં છું ! ગૃહસ્થાઇ ! બીજું શું ? પણ તે સાંજ પૂરતું જ !

મેં કંઈક સરઘસો કાઢ્યાં છે ! કંઈક દેશદ્રોહીઓને ગાળો

દીધી છે!–જાહેરમાં, સાહેબ, જાહેરમાં! હું કદી ડરતો નથી!

અને યુવકયુવતીનાં મિશ્ર સરઘસોમાં તો હું અગ્રણી હોઉં જ!

મેં કંઈક લાઠીચાર્જ જોયા!

વાગ્યું ન હોય છતાં ઘાયલ થયેલો માની મને ઉપાડી જવાની અનેક સ્વયંસેવકોને મેં તક આપી છે!

વગર વાગ્યે પાટાપટી બંધાવી મેં કંઈક છબીઓ વર્તમાનપત્રોમાં પ્રગટ થવા દીધી છે!

પરદેશી સત્તાનો હું કટ્ટો વિરોધી છું!

પણ....પણ....મને એક સર્ટિફિકેટ–પ્રમાણપત્ર ન આપો? પોલીસને હેરાન કરી નાખતા એક મહા વિશાળ દેશાભિમાની સરઘસમાંથી હું સીધો અહીં ચાલ્યો આવું છું!

મારે સરકારી નોકરી જોઇએ છે.

લાઠીચાર્જ સહન થતો નથી.

જેલમાં જાઉં તો મારી મા ઝૂરીને મરે.

પોલીસમાં પકડાઉં તો મારા પિતાની નોકરી જાય. કોઈ કેસમાં સપડાઉં તો મારું હમણાં જ થનારું લગ્ન અટકી જાય અને વિદ્યાર્થીઓના કરતાં કોણ વધારે પ્રેમી હોઈ શકે? અને તમે એક આશાભર્યા પ્રેમીને નિરાશ કરી એનો નિસાસો લેશો?

કોઇને કહેશો નહિ! પરંતુ મેં પ્રેમની ખૂબ ખૂબ કવિતા લખી છે! બહુ જ ઊંચા વર્ગની! નોકરીનું નક્કી થઈ જાય એટલે હું આપને વંચાવીશ. જરૂર આપને રસ પડશે! માસિકોમાં પણ એક બે આવી ગઈ છે!

આપ જોઈ શક્યા હશો કે આ નોકરી હું માગું છું તે

મારે માટે નહિ, પરંતુ મારાં સગાંસ્નેહીઓ માટે છે!

અને નોકરી કરતાં કરતાં પણ દેશની સેવા ક્યાં થતી નથી? જુઓને આપણા....કેટલાય નોકરી કરે છે! અને છતાં આગેવાની કરે છે!

સ્વદેશી ટોપી કાઢી નાખવાનો હું વાંધો નહિ લઉં, જો તત્કાળ નોકરી મળી જાય તો? આમ તો ઉઘાડું માથું રાખવાનો મને શોખ છે જ.

ખાદી તો હું માત્ર સરઘસ કે સભા માટે જ પહેરતો.

રેસ્ટોરાંમાં હું માલિક જેટલી સરળતાથી વર્તી શકું છું.

સિનેમામાં હું કૉલેજ જેટલું જ ધાંધળ મચાવી શકું છું.

કમ્યુનીઝમ, સોશ્યાલીઝમ, નેશનાલીઝમ, એ બધા ઉપર હું આખું વિવેચન કરી જાણું છું.

અંગ્રેજી ઢબની મશ્કરીઓ પણ હું સફાઈથી કરી શકું છું.

મારા સૂટ જોઈને કેટલાય દરજીઓ કાપ કાઢતાં શીખ્યા.

મને નોકરી માટે સર્ટિફિકેટ ન આપો?

હું નોકરી કરતાં કરતાં દેશસેવા જરૂર કરી શકીશ.

આ હું વિદ્યાર્થી! શું હું સ્વરાજ્ય માટે નાલાયક છું? કોણ કહે છે? આવી જાઓ! હડતાલ! તોફાન!

કાગળનાં બલૂન....

હું પણ કાગળનું બલૂન જ છું કે શું? હું વિદ્યાર્થી?....

૧૩

# હું પત્રકાર

જરા થોભો, અને મને જુઓ. સહુથી ચઢી જાય એવો મારો એક નમૂનો તમને હું બતાવું!

હું એક પત્રકાર છું.

એક પત્રકાર તો હું છું જ. સાથે સાથે રાષ્ટ્રિય પત્રકાર પણ હું છું.

મારામાં અધિપતિપણું પણ આવી જાય અને ખબરપત્રી-પણું પણ આવી જાય; નોંધલેખક પણ હું ખરો અને ચર્ચા-પત્રી પણ હું ખરો. કોઈ પણ દૈનિક કે સાપ્તાહિક સાથે એક અગર બીજી રીતે હું સંબંધ ધરાવતો જ હોઉં.

પહેલાં એમ કહેવાતું કે 'મા વગર ચાલે, પણ ચ્હા વગર ન ચાલે!'

આજ અભિમાનપૂર્વક હું કહી શકું કે હવે 'ચ્હા વગર ચાલે પણ મારા વગર ન ચાલે.'

સવારસાંજ હું તમારી સમક્ષ આવી તમારાં માનસને ઘડતો જ હોઉં છું. આજનું હિંદ–એટલે રાષ્ટ્રવાદી હિંદ એ મારી બનાવટ છે. ગાંધીજી ખરા....હા....પણ એ તો અમારું નિમિત્ત છે. મારા વગર ગાંધીજીની કે કોઈનીયે વ્યાપકતા ક્યાં હોત એ પ્રશ્ન હું બિલકુલ સાદાઈથી મને અને તમને પૂછી રહ્યો છું, જાહેરમાં નહિ. કલમ અને તલવાર એ બેમાંથી કોણ વધારે બળવાન એ તો ક્યારનુંયે નક્કી થઈ ચૂક્યું છે. કલમ કેટલે દરજ્જે વધારે બળવાન છે એ તમે મારા દૃષ્ટાંતથી

જોઈ શકશો. હું ધારું તેને આગળ કરી શકું. કૈંક ભાડભૂંજા અને હેલકરીઓને મેં આગેવાન બનાવી દીધા છે. કૈંક આગેવાનોને પટકી પછાડી તેમનાં નામનિશાન પણ નાબૂદ કર્યાં છે. નેતા થવું છે? આગેવાન થવું છે? જાહેરમાં આવવું છે? આવો મારે શરણે! એક અઠવાડિયામાં તમારું નામ ઘેરઘેર જાણીતું કરી દઉં.

નામ જાણીતું કરવાના અનેક પ્રકાર છે એ ભૂલશો નહિ. જેમ તમારી છબીઓ ઘેરઘેર ચોટાડવાની મારામાં શક્તિ છે તેમ તમારા નામને ઘેરઘેર ગાળો પડે એમ કરવાની પણ મારામાં શક્તિ છે એ રખે ભૂલતા. અરે, તમે બહાર નીકળો તો તમારે માથે કાંકરા–ઈંટાળા પડે, તમારો હુરિયો બોલાય, તમારી જીવતે ઠાઠડી નીકળે અને તમારી હાયહાય પોકારાય એટલે સુધીનો હું મારી શક્તિનો પરચો તમને બતાવી શકું! છે મરજી?

મારી તાકાતનો પરચો હું સહુ કોઈને બતાવી શકું છું. જેમ માણસ મોટો તેમ અમારી તાકાત વધ્યે જાય. કીટ્સ જેવા કવિનો જાન વિવેચકોએ લીધો હતો, એ વાત સાહિત્યકારો ન ભૂલે! જ્યૉર્જ જેવા શહેનશાહને સામાન્ય સ્ત્રી સાથે લગ્ન કરવાના પ્રસંગે એને ગાદી છોડવી પડી હતી એમાં પત્રકારોનો ભાગ કોઈ રાજવી ન વીસરે. કૈંક શાહુકારોને અમે દેવાળાં કઢાવ્યાં છે, કૈંક ધર્મગુરુઓની ગાદીઓ અમે જપ્ત કરાવી છે, કૈંક અમલદારોને અમે ઘેર બેસાડ્યા છે અને કૈંક ગૃહસ્થોની આબરૂ અમે ધૂળમાં મેળવી દીધી છે! અહા! અમારી સત્તાનો તાગ કોણ કાઢી શકે એમ છે? એક અમારી કલમનો ઝટકો એટલે....વાહ!....અગ્નિ જ અગ્નિ!

'હું'માંથી હું 'અમે' ઉપર આવી ગયો, ખરું? એ જ

બરાબર છે. રાજા, ધર્મગુરુ અને પત્રકાર પોતાને માટે 'ભદ્રં-ભદ્ર'ની ભાષામાં 'मानार्थे वहुवचनम्' વાપરવાના અધિકારી છે. તેમાંયે રાજા અને ધર્મગુરુઓના દિવસો ભરાઈ ચૂક્યા હોવાથી અને તેમના કરતાં અમે પત્રકારો વધારે જલદ અને વધારે વ્યાપક સત્તા ભોગવતા હોવાથી એ માનના વિશેષ અધિકારી અમે જ છીએ.

તમારા મુખ ઉપર હું—અરે અમે શંકા જોઇએ છીએ? જો જો, આજ સાંજનો અમારો અંક! તમારી સાત પેઢીઓ અમે ઉથલાવી શકીશું! અને એટલાથી ન હારવાની નઠોરતા તમે બતાવશો તો તમારી આવતી સાત પેઢીઓની ખબર લેઇ નાખીશું? સવારના જ અંકમાં! સાંજ અને સવાર એ બંને અમારે તાબે છે! કાળના પણ અમે કાળ....

તમને અગર તમારી પેઢીને હું ઓળખતો નથી એમ માનવાની તમે ધૃષ્ટતા કરો છો? અમારા પત્રમાં જાહેરખબર આપતા ભૂતભવિષ્ય જોનારા જ્યોતિષીઓની સહાય વગર પણ હું તમારો આખો ઇતિહાસ કહી શકું એમ છે. સાંભળો!

નાનપણમાં તમે એક લખોટી ચોરેલી કે નહિ?

કહો ના! તો હું તમને જુઠ્ઠા કહી શકીશ.

કહો હા! તો હું તમને ચોટ્ટા કહી શકીશ.

શાળામાં એક વખત તમે જવાબ લખવામાં બીજાની સહાય લીધી હતી એ ખરું કે નહિ? હું અરે અમે—જાણીએ છીએ, અમારા જાતઅનુભવથી જાણીએ છીએ કે સોએ નવ્વાણું છોકરાઓ આમ કરે જ છે. તમે ના કહીને ક્યાં રહેશો? તમને ચોર તરીકે અમે જગજાહેર કરી શકીએ એમ છે!

કહો, તમારી યુવાનીમાં તમે નિદાન ત્રણચાર સુંદર યુવતીઓ સામે ભાવભીની નજર નાખી છે કે નહિ?

અરે, હજી પણ તમે નજર નાખો છો એમ પુરવાર કરી શકું એમ છે! ઘરની બારીએ તમને ઊભા રહેલા હું પકડી શકું એમ છું. શેરીઓમાં ફરતાં તમે ઊંચે નજર કરેલી એ પુરવાર કરવા હું સમર્થ છું. સભામાં સ્ત્રીવક્તાને સાંભળી તમે વધારે તાળીઓ પાડી એ તમે ભૂલી જાઓ છો શું? અને તે રાત્રે બાર વાગ્યે તમને ઝડપથી આવતા અમે જોયા હતા તે જાહેર કરીએ તો?—હું તો માત્ર તમારા જેવાને પકડવા માટે જ રાત્રે ફરું છું, એટલે પ્રશ્ન ઉલટાવી મને પૂછશો તો તમારા ભ્રષ્ટ ચારિત્ર્યની રોમાંચક વર્ણનમાલા લખી તમારું જાહેરજીવન બરબાદ કરી નાખીશ! યાદ રાખો....

સૌની આબરૂ આજ મારા હાથમાં છે, અને જેમ જેની મોટાઈ તેમ તેની આબરૂ ઉપરની અમારી મોટી ચૂડ! તેમાંયે જ્યારે સરકાર, રાજારજવાડા અને અમલદારોને અમારા ઝપાટામાં અમે લેઇએ છીએ ત્યારે મોકળે મને, મોકળે મુખે, અરે મોકળી કલમે અમે તેમનાં ભીંગડાં વેરી તેમના હાલ-હવાલ કરીએ છીએ. શિકારી જેમ શિકારને પીંખે તેમ અમે જેની પાછળ પડીએ એને પીંખી નાખીએ. અમારી ટીકાઓ વાંચી ઊકળતા અમલદારોને નિહાળી કેટલો આનંદ અમે અનુભવીએ છીએ....

નવી ઢબની આ ગુંડાગીરી એમ શું હું કોઇને કહેતાં સાંભળું છું? વાણીસ્વાતંત્ર્ય એ માનવજાતનો પ્રથમ હક્ક! તમારાથી આવા વાણીગુંડા થવાય તો થાઓ! અને પછી આવી જાઓ! રાષ્ટ્રીયતાની છાપ આપણ બંને છપાવતા ભલે હોઇએ! તમારી છાપ કેવી ખોટી છે, એ હું જોતજોતામાં જગતને બતાવી આપીશ....

મારાં કથનને બદનક્ષી કહેવાની કોઈ હિંમત ધરે છે

શું ? આવો અદાલતે ! મેં મારો બચાવ કરી રાખ્યો છે ! 'કહે છે,' 'કહેવાય છે,' 'સંભળાય છે,' 'બોલાય છે,' 'અફવા છે,' 'એ વાત શું સાચી હશે ?' જેવા સંરક્ષણવ્યૂહ હું રચી રાખું છું, 'આમ કહેવાનો ઉદ્દેશ નહોતો' એમ પુરવાર કરવા બુદ્ધિશાળી વકીલોને ભાડે રાખી એમની પ્રતિષ્ઠા અને 'પ્રૅક્ટિસ' વધે એવી સગવડમાં હું સંરક્ષણ શોધી રાખું છું, અને કાંઈ નહિ તો છેવટે 'દિલગીરી દર્શાવવાની' તૈયારીમાં હું આઝાદી ભોગવી શકું છું.

અરે, કદાચ કેદમાં ગયા તોય શું ? એ તો હવે સહેલ છે. ત્યાં જઈ કૈંક તોફાનો ઊભાં કરી શકાય અને બહાર નીકળી સંસ્મરણો લખવામાં ફરી પાછી સરકારની ઝાટકણી કાઢી શકાય !

અમે બ્લૅક-મેઈલ કરીએ છીએ ? પૈસા પડાવીએ છીએ ? પુરવાર કરો. કોઈ રાજ્ય અમારાં પત્રોની વધુ નકલો ખરીદે, જાહેરખબર આપે, અગર જાહેરખબરને ભાવે લેખો લખી આપે એમાં અમારે શું ? ગરજ એમની છે ! અને આ આર્થિક અવ્યવસ્થાના જમાનામાં અમે અમારી કિંમત મેળવી લઇએ એમાં કોઇને શું ? કોઈ રખે એમ ધારે કે એટલેથી અમે રીઝી ટીકા કરવી સદંતર બંધ રાખીએ ! એ અમારો ભય મોતની માફક ઝઝૂમતો જ રહે છે—મોત કરતાં પણ વધારે અસરકારક.

અન્યાય, અસંતોષ, પોકાર, કળકળાટ, કલ્પાંત, કમકમાટી, કેર—કાળોકેર, લૂંટ, ધાડ, ખૂન, હરણ, અપહરણ, અકસ્માત, લોહી, લોહીનો વ્યાપાર, વ્યભિચાર, અનાચાર, અનીતિનો અખાડો એ બધાં અમારે મન બાગબગીચા સરખાં ફરી વળવાનાં સ્થળ ! એનો ઉલ્લેખ કરીને, સરકાર અને સરકારી

નોકરોને મનભરીને ભાંડીને અને સ્વરાજ્ય માટે લોકોને ઉશ્કેરીને અમે રાત્રે આનંદભેર નિદ્રા લઈએ છીએ. સ્વરાજ્ય મળ્યા પછી અમારી ભાંડણકળાનો ઉપયોગ કોને માટે કરવો એ અમે વિચારી પણ રાખ્યું છે—જો કે હજી સાચું સ્વરાજ્ય દૂરનું દૂર રહ્યા કરે છે!

સત્ય?....બીજી બાજુ....? એ નિર્માલ્યોની દલીલ કરતા તમે ભલે થાકો! અમે અમારા ભાલા ચારેપાસ ઉછાળવાના! સત્યના પ્રયોગો અમારે માટે ગાંધીજી બેઠા બેઠા કર્યા કરે છે! બીજી બાજુએ જાય એ રાજગોપાલાચાર્ય–અમે નહિ.

અને પેલા આઇન્સ્ટિનની શોધ પછી સત્ય પણ સાપેક્ષ બની ગયું છે. એને પણ ચતુર્થ પરિમાણ છે. સ્થળ અને કાળની સત્યને પણ મર્યાદા છે એ સમજીને જ અમે સત્ય તરફ નજર કરીએ છીએ. આજનું સત્ય એ આવતી કાલનું અસત્ય બની જાય છે. આજની એક બાજુ આવતી કાલની બીજી બાજુ બની જાય છે.

એટલે સત્યને નામે, બીજી બાજુને નામે અમને ડરાવવાની જરૂર જ નથી. અમારું ખાદીનું ધોતિયું, ખાદીની કફની, ખાદીનું જવાહીર જેકેટ, ખાદીની વાંકી ટોપી, અને સ્વદેશી–કે પરદેશી?—ચામડાનો પોર્ટમેન્ટો એ અમારા આજના સત્યની સાચી છાપ છે. એ સત્ય બદલાશે ત્યારે વળી જોઈ લઈશું. ગાંધીજીની છબી જોડે કામોત્તેજક દવાની જાહેરાત આપનાર અમે પત્રકારો ફરતી ખુરશીએ બેસીએ છીએ. જે બાજુ નજર એ બાજુ સત્ય!

નિંદા, ચાડી, ચુગલી એ બધામાં છૂપી પ્રવૃત્તિ. અમારે છુપાવવાનું કાંઈ જ નહિ........

એટલે શું તમે એમ કહેવા માગો છો કે ચોરેચકલે થતી નિંદા અમે જગતવ્યાપી કરી દઈએ છીએ? એ તો અમારું સામર્થ્ય! જેને ઉદ્દેશીને લખ્યું હોય તે સળગી ઊઠે, એના વિરોધીઓ હસી ખુશખુશાલ થાય, અને જેને કશો જ સંબંધ નહિ એવા ત્રાહિતો મુખ મલકાવી તેનામાં રસ લેતા થાય એ તો અમારી વિશિષ્ટ કળા. ધૂળ ઉરાડવાથી સૂર્યને ડાઘ ભલે ન લાગે. સહુની નજરે એ ઝાંખો તો પડેજ ને!

અહિંસા....? તે અમે ક્યાં કોઈને ઘા કરીએ છીએ? કે કોઈનું રુધિર વહાવીએ છીએ? અહિંસકમાં અહિંસક ધંધો તે પત્રકારનો! અમે હાથમાં લાકડી પણ રાખતા નથી. કોઈ પણ રાષ્ટ્રિય પત્રકારને હાથમાં લાકડી રાખી ફરતાં જોયો?

અમે જરા ગમ્મત કરીએ, કોઈને ખીજવીએ, કોઈનો પગ ખેંચીએ એ તો શુદ્ધ હાસ્યરસ! સતયુગમાં નારદજી પણ એ કાર્ય બહુ સરળતા, અને સફળતાપૂર્વક કરતા. અમને વર્તમાન યુગના નારદજીઓ કહેશો તો હરકત નથી. અમે એમાં અભિમાન માનીશું.

માત્ર અમને પૂછશો નહિ કે અમે નારદજીનું બ્રહ્મચર્ય પાળીએ છીએ કે કેમ?

નારદજીના હાથમાં સતત જીવતી રહેતી વીણાનો સંવાદ અમે જગતમાં ઉપજાવીએ છીએ કે કેમ તેની બાતમી કાઢશો નહિ.

એ બ્રહ્મપુત્રનું નિષ્કિંચનપણું અમારામાં જોવા તપાસવા હમણાં જ અમે બાંધેલા બંગલામાં કોઈ પ્રવેશ કરશો નહિ!

અને અમે જૂનવાણી પ્રભુભક્તો નથી કે કરતાળ વગાડ્યા કરીએ. અમારો પ્રભુ પણ બદલાયા કરે છે. અમે એને

'જનતાજનાર્દન'નું નામ હાલ આપીએ છીએ. એને રીઝવવા માટેનાં બધાં જ રમકડાં અમે તૈયાર રાખીએ છીએ. રાષ્ટ્ર-ભાવના જગાડતે જગાડતે અમે ચક્રવ્યૂહો રચીએ છીએ, અમેરિકન ફ્યુચરના આંકડા પણ ખુલ્લા કે છૂપા આપીએ છીએ અને જરૂર પડયે જ્યોતિષીઓ રોકી રાશિમાન પ્રમાણે 'જનતાજનાર્દન'નું ભવિષ્ય પણ ભાખીએ છીએ. રસ પડે એવી જાહેરાતો પણ એમાં ખરી જ.જેવી જનતા તેવા અમે જનતાભક્તો!

કે પછી જેવા અમે તેવી જનતા?

એ પાત્રાધારે ઘૃતંની ઘટમાળમાં પડવું નથી. મને વખત પણ નથી.

મારે એમરીના બુદ્ધિભ્રમ ઉપર ફટકા મારવા છે, જસપૂર-ના જાગીરદારની જુલ્મજહાંગીરી ઉપર પ્રહાર કરવા છે, ચોર-પાના અમલદારે લાકડાં ક્યાંથી લીધાં તેની નોંધ લેવી છે, અને મલંગપુરના મહારાજાએ કેટલો વખત નાચ જોયો તેનું વ્યંગચિત્ર દોરવું છે—અલબત એ નાચમાં મને આમંત્રણ હતું એટલે હું પણ ગયો હતો એ જુદી વાત છે!

અને પેલી સભામાં પ્રમુખસ્થાન મારું છે એ હું કેમ ભૂલી જાઉં છું?

'સ્વરાજ્યમાં સંયમ અને અહિંસાનો ફાળો' એ વિષય છે.

એમાં હું–અરે અમે જ પ્રમુખસ્થાને શોભીએ ને? પણ.... પણ....હું કોનો ખેંચાયો ખેંચાઉં છું?

હું પત્રકાર....ગુંડાગીરી તો મને અપનાવતી નથી? લાવો મારો ભાલો! અરે કલમ!

## ૧૪

# હું વ્યાપારી છું

હું વ્યાપારી છું.

ખરીદી અને વેચાણ એ અમારું જીવન છે. એ બે વચ્ચેનો ગાળો ખિસ્સામાં મૂકવો એ અમારો ધર્મ. એ ગાળાની સીડી કુતુબમિનાર જેટલી ઊંચી પણ થઈ જાય. ખરીદી અને વેચાણ વચ્ચે જેટલી વધારે લંબાઈ એટલી અમારી કુનેહ! ભલે તમે એને નફો કહો કે નફાખોરી!

મેં મારો દેહ—મારો આત્મા—કોને વેચ્યો એવો મને કોણ પ્રશ્ન કરે છે?

ચોખ્ખી વાત કરું? લાવો તમારો હાથ અને ઢાંકો ઉપર રૂમાલ!

મારો દેહ અને મારો આત્મા મેં વ્યાપારને વેચ્યો છે. હવે કાંઈ પૂછવું છે?

એમાં હરકત પણ શી? માનવી જન્મે એ જીવવા મથન કરે જ. ભવસાગરમાં ફેંકાયલો જીવ અને દેહ બાથોડિયાં મારતો જે હાથમાં આવે તેનો આશ્રય લે અને જીવે.

હિંદમાં જન્મવું અને ભવસાગરમાં ફેંકાવું એ બન્ને સરખાં છે. જીવનમાં કશી યોજના જ મળે નહિ. મારાં માબાપ વ્યાપારી હતાં માટે હું વ્યાપારી થયો કે મને નોકરીમાંથી કાઢી મૂક્યો એ માટે વ્યાપારી થયો એવું કશું પૂછશો જ નહિ. હું શા માટે વ્યાપારી થયો એ હું જ જાણતો નથી—જો કે મારું જીવનચરિત્ર જીવતાંજીવત લખનાર લેખક કહે છે કે હું ઈશ્વરસર્જ્યો વ્યાપારી છું, અને તે હું કબૂલ રાખું છું, જેની કોઈ

ના પાડતું નથી. બાકી સાચી વાત તો એ કે હાથ ફેંકતાં વ્યાપારનું પાટિયું મળી ગયું અને તેના ઉપર બેસતાં હું તરી ગયો અને જન્મસિદ્ધ વ્યાપારી બની ગયો !

વ્યાપારને પાટિયે ઠીક ઠીક તરાય છે, હો ! મારાં કુટુંબીજનો, મારાં સગાંવહાલાં, મારા ન્યાતીલા, અને મારા કૈંક મિત્રો અને મિત્રપુત્રોને મેં એ પાટિયે ચઢાવી દીધા છે. હું વ્યાપારી હોવા છતાં હું કદી પરોપકાર નથી કરતો એમ તો તમે હવે નહિ જ કહી શકો.

હું શાનો વ્યાપાર કરું છું એ પૂછવાની જરૂર જ નથી. હું શાનો વ્યાપાર નથી કરતો એ પૂછો. જીવતા માનવદેહથી માંડી જડચૈતન્ય જે અમારે ઝપાટે ચઢે તેને અમે વ્યાપારના ચક્કરે ચઢાવી દઇએ છીએ. અરે, મારી ખૂબી તો એ છે કે ચીજ ભાવ જોયા કે તેને અડ્યા વગર હું તેની દલાલી કરી શકું છું. એક નાનું દૃષ્ટાંત આપું.

કપાસ ઉપજાવે કોણ ? ખેડૂતો.

અને એને ખેંચી જાય પરદેશી વ્યાપારીઓ.

કપાસનું કાલુ પણ જોયા વગર મેં સેંકડો, હજારો, અરે લાખો ગાંસડીઓ વેચી અને વચ્ચેનો ગાળો મેં કાઢી લીધો—જે મૂર્ખ ખેડૂતને મળત. વેચનાર અને ખરીદનાર એ બેની મૂર્ખાઈ વચ્ચેના પુલ સરખા અમે દલાલો....

અરે, હું મિલમાલિક પણ હોઈ શકું. એ રીતે હું હજારો માણસોને રોજી આપું છું. ઉપરાંત ધર્માદાન પણ કરું છું. ધર્માદાનું આખું ખાતું મેં હિસાબમાં રાખ્યું છે, જેમાંથી કલેકટર–કમિશનરનાં ઉઘાડેલાં ફંડોમાં હું રકમ ભરું છું અને મહાસભાવાદીઓની ઝોળી છલકાવી દઉં છું. કલેકટરની સભા-

માં મને આગળ ખુરશી મળે છે અને મહાસભાની બેઠકમાં મંચનો આગલો ભાગ મારાથી દીપી ઊઠે છે. નથી જોઈ તમે મારી છબીઓ?

સાંભળો! એ જ ધર્માદા ખાતામાંથી હું સેનીટેરિયમ અને દવાખાનાં પણ સ્થાપું છું અને મઠમંદિરના ધર્મગુરુઓને હું એમાંથી ભેટ પણ ધરું છું. પૂનમે પૂનમે દ્વારકાં, ડાકોર કે શ્રીનાથજીની સહકુટુંબ યાત્રા કરી પવિત્રતાનું પાન પણ એ જ ખાતામાં ખર્ચ લખી કરું છું; જેનું પુણ્ય મારા ઉપરાંત મારી પેઢી કે કંપનીને પણ મળે તો ખરું ને?

આ બધું જાહેર કરવાની જરૂર છે ખરી? હું કેટલો પરોપકારી અને પવિત્ર છું એનાં ણાણગાં હું ફૂંકું એ ઠીક તો ન જ કહેવાય! મારું જીવનચરિત્ર પ્રગટ થઈ ચૂક્યું છે, એ તો હું એક વખત કહી ગયો, નહિ?

આયપતવેરો વધે નહિ એટલા માટે સરકારી અમલદારોની અને 'પિકેટિંગ'નાં ધાંધળ કે મજૂરોના ઝઘડા ઊભા ન થાય એટલા માટે લોકનેતાઓની મૈત્રી જાળવી રાખવા હું મહેમાનગીરીનો ભવ્ય આદર્શ અમલમાં મૂકું છું, એ તો મારે ઘેર પધારતા અમલદારો અને લોકનેતાઓની યાદી તમને બતાવું ત્યારે સમજાય.

એ સહુનાં નામ અમારે ચોપડે ખરાં—કોને કેટલાના ફૂલહાર કર્યા, કોને કેવી મિજબાની આપી, તેમાં શું ખર્ચ કર્યું, એ બધું ચોખ્ખું દીવા જેવું અમારા હિસાબમાં ઉતારેલું તમે જોશો! હિસાબ કોડીનો! અરે, ઘણીવાર તો કશું કર્યું ન હોય તો ય અમે લખી દઈએ! પુરાવો થાય, કદી કામ લાગે!

સંસ્કાર? વિદ્વત્તા? આહ! કેંક ગ્રેજ્યુએટો અને ડબલ-

ગ્રૅજ્યુએટોને મેં ગુમાસ્તી કરાવી છે. ભણેલાઓને નોકર રાખી તેમની ભૂલ કાઢી તેમને હાસ્યપાત્ર બનાવવા એ તો અમો શેઠિયાઓની નિત્ય ગમ્મત છે! અમે ગણેલાઓ ભણેલાઓની મજાક ઉડાવીએ છીએ ત્યારે જે મઝા આવે છે તે....આહા....!

કેંક લેખકો અને સાહિત્યકારોનાં પુસ્તકોનાં અર્પણ સ્વીકારી મેં મારી છબીઓ અને પ્રશસ્તિઓ સાહિત્યક્ષેત્રમાં જાણીતી કરી દીધી છે! હું કેટલીવાર ભોજ અને વિક્રમ બન્યો છું એ કહું?

મારા બંગલાનું પુસ્તકાલય તમે જોયું છે? બધી જ નવી નક્કર ચોપડીઓ! કેટલીકનાં તો પાન પણ ફાટ્યાં નહિ હોય!

કલા? જુઓ મારા બંગલાનાં ચિત્રો! વિશ્વામિત્ર અને મેનકા, ગોપીવસ્ત્રહરણ અને દ્રૌપદીવસ્ત્રહરણ, અર્ધવસ્ત્રવાળાં નળ-દમયંતી, ઇન્દ્રસભા અને રાસલીલા....પશ્ચિમનાં પણ વીનસ જેવાં ચિત્રો ભીંતે ખરાં!

અને મારી નાની દીકરી કેવું નૃત્ય કરે છે એ તમે જાણો છો-ને? શહેરના દરેક જલસામાં એને તો સહુ કોઈ બોલાવી જ જાય.

મેં ક્યાં પુસ્તકો વાંચ્યાં એ તમારે જાણવાની શી જરૂર? સભા ભરાય ત્યારે ગુજરાતીમાં તેમ જ અંગ્રેજીમાં હું આભાર-નો ઠરાવ મૂકી શકું છું. પછી બીજું તમારે શું જોઇએ?

મારો વ્યાપાર સ્વદેશી છે કે કેમ એ પ્રશ્ન તદ્દન બિન-જરૂરી છે. હું હિંદનો રહેવાસી એટલે સ્વદેશી, અને હિંદમાં જે ઉદ્યોગ રોજગાર વ્યાપાર થાય તે બધોય સ્વદેશી! સરળ વસ્તુને ગૂંચવી નાખવાની જરૂર નથી. હા, પરદેશી ગોરાઓની હરીફાઈ ટળી જઈ તેમનું સ્થાન અમે લઇએ એવી પ્રવૃત્તિમાં અમારું સ્વદેશીપણું ઘણા ટકા વધી જાય છે! એ વખતે અમે

જરૂર રાષ્ટ્રવાદી છીએ! એ માટે તો સ્વદેશી વેશ અને પરદેશી ખાદી પહેરી અમારા સ્વદેશાભિમાનને વ્યક્ત કરીએ છીએ! અમારો વ્યાપારરોજગાર વધારવા અમે પરદેશી સરકારના દોષ પણ બતાવવા તૈયાર છીએ!

માત્ર અમારા સ્વદેશીપણામાં બહુ ઊંડા ન ઉતરશો.

મશિનરી તો વિલાયતથી જ લાવવી પડે ને? આપણે ત્યાં મશિનરી થાય નહિ એટલે શું કરવું?

મશિનરીના ચાલકો પણ પરદેશથી જ લાવવા પડે ને? આપણે ત્યાં યાંત્રિક કેળવણી જ ક્યાં છે?

મશિનરી લાવી અમે યાંત્રિક ઉદ્યોગની હિંદને ઓળખાણ કરાવીએ છીએ એ ઉપકાર તો કોઇ માનો!

પરદેશ ઉપર આધાર રાખવો પડે એવો ધંધો જ ન કરવો, એમ?

જવા દો અમારા દોષ જોવા! દોષદૃષ્ટિ સારી નથી. જગતમાં કોણ દુષિત નથી? પ્રભુ પણ....

પરદેશ ઉપર આધાર રાખવો ન પડે એવો ધંધો કે ઉદ્યોગ કયો?

હા. એક રેંટિયો અને સાળ. એ જ્યાં ત્યાં આગળ કરવામાં આવે છે. ભલે જેને ફાવે તે કાંતે અને વણે! મેં પણ સો રેંટિયાની બક્ષિસ આપી છે. મારી ડ્રૉઈંગરૂમમાં એક સુંદર વાયોલીનની પેટી જેવી પેટીમાં મેં રમકડા જેવો રેંટિયો મૂકી રાખ્યો છે, અને ગાંધીજીને મેં એક સોનાની તકલી મારી પત્ની પાસે ભેટ અપાવી હતી!

પરંતુ અમારાં યંત્રો આવવાથી રેંટિયાની કિંમત ઘટવાની નથી! ગૃહઉદ્યોગને પણ સાથે સાથે સ્થાન છે જ એવું

રાષ્ટ્રપુનર્ઘટના સમિતિનું નિવેદન પણ કહે છે!

અને સાચું કહું? ગાંધીજીનો ખુલ્લો વિરોધ થઈ શકતો નથી. બાકી રેંટિયામાં મને જરા ય શ્રદ્ધા નથી. શ્રદ્ધા હોય તો કાંતીએ ને? સૂતરને તાંતણે સ્વરાજ્ય એ સૂત્ર ખરું. પણ એ અમારી મિલોનું સૂતર!

બીજો કયો ધંધો? માટીકામ? ચામડાનું કામ? ફરીથી એક સાચી વાત કહું? કોઇને કહેતા નહિ! એ તમારા સ્વદેશી ધંધાઓમાં મળતર શું?

જે ઉજળાશ તમે વ્યાપારીઓમાં જુઓ છો એ સ્વદેશી ધંધામાં ક્યાંથી મળવાની?

લાખો અને કરોડોના અમારા ફાળા ઉપર નભતી તમારી રાષ્ટ્રિય ચળવળ કેટલી સંકોચાઈ જશે એ તમે જાણો છો?

વૈભવ, સમૃદ્ધિ, લક્ષ્મી, સુખ, સાધન એ બધું અમારા વગર કોણ દેશમાં વધારી આપશે?

તમે નહિ તો અમે તો વૈભવશાળી છીએ! કોઈ દિવસ અમારો વૈભવ તમને કામ લાગવાનો છે. આપણે બધા ચરખો ચલાવવા બેસી જઇએ તો આપણે બધાંય દરિદ્ર બની જઈશું.

ચરખામાં મળે શું? ચાર આના. એમાં સમૃદ્ધિ તો ન જ મળે ને?

અમારી સમૃદ્ધિ સરવાળે તો દેશની જ સમૃદ્ધિ છે ને?

અમે અમારા લાખોકરોડોના ધંધારોજગાર બંધ કરી ચરખે ચડીએ તો દેશને કેટલું નુકસાન જાય?

તમે શું એમ કહેવા માગો છો કે હું વેચાયો છું વ્યાપારને, વ્યાપારમાંથી મળતી સમૃદ્ધિને અને સમૃદ્ધિમાંથી ઉપજતાં સુખ, ઐશ અને આરામને?

હા. એક વાત સાચી છેઃ નફા વગર વેપાર કેવો? પણ અમારા નફામાં સહુનો ભાગ છે ને? અલબત, પહેલો ભાગ મારો; બીજો ભાગ મારી પત્નીનો; ત્રીજો ભાગ મારા પુત્રોનો; ચોથો ભાગ મારી પુત્રીઓનો; પાંચમો ભાગ મારા જમાઇઓનો; છઠ્ઠો ભાગ મારા ભાણેજોનો; સાતમો ભાગ મારા ન્યાતીલાઓનો....

હા....હા....જોઈએ એટલા શેર કાઢયા છે! લોકોને—જાહેર જનતાને એ ખરીદી અમારા નફામાં ભાગ લેવાની છૂટ છે!

શું કહો છો? મારી નજર ક્યાં દોડાવો છો? હા! હું જોઈ શકું છું!

ભૂખમરો, ગરીબી, કંગાલિયત, ગુલામી મારા જ બંગલાની જોડમાં, મારા બંગલાના કંપાઉન્ડમાં, મારી જ પાસે, મારી છાયા સરખાં મને દેખાયા કરે છે!

એને વારંવાર મારી સામે કેમ ધરો છો? એ હું જાણું છું.

પરંતુ સાથે સાથે હું એ જાણું છું કે મારી સમૃદ્ધિ વધવા સાથે દેશની સમૃદ્ધિ વધી નથી?

દિવસમાં પાંચ વખત અંગ્રેજી ઢબે જમવાની મારી વ્યવસ્થા જોડે મેં સેંકડો માણસોને એક ટંક જમતાં કરી દીધાં એ હું સમૃદ્ધિશાળી ઉદ્યોગપતિ જાણું છું ખરો?

જે વ્યાપાર ચારે પાસ લક્ષ્મી વેરે નહિ, ચારે પાસ લક્ષ્મી ખીલવે નહિ એ મારો વ્યાપાર!

જે ઉદ્યોગ મને બંગલો આપી હજારો માનવીઓને માથે આવેલાં ઝૂંપડાં તોડાવી નાખે એ મારો ઉદ્યોગ!

મારી દલાલી એટલે અનાજનું ઉત્પાદન કરનારની પાસેથી

અનાજના ભોક્તાને અનાજ પહોંચાડનારી સેવાસાંકળ નહિ, પરંતુ ઉત્પાદક અને ભોક્તાને બંનેને ભૂખે મારતી નફાખોરી!

હા. હું વ્યાપારી છું! ઉદ્યોગપતિ છું!

મારા વિરુદ્ધ જે કહેવું હોય તે કહો! પરંતુ મારાથી કોઈપણ કારણે મારો ધંધોરોજગાર અટકાવી શકાય એમ નથી! એ ધંધોરોજગાર પરદેશી હોય કે યુદ્ધને સહાયકારક હોય તો પણ!

મારે બારણે કોઈ લાંઘશો નહિ. મારા ઘરને ઘણાં બારણાં છે અને મારે ઘણાં બારણાંવાળાં ઘણાં ઘર છે! માત્ર અહીંજ નહિ! ઘણે સ્થળે!

મારી ખાતરી છે કે ગાંધીજી આગળ હું ટમટમી શકીશ.

મારી ખાતરી છે કે મહાસભાની બેઠકમાં હું મંચ ઉપર બેસી શકીશ.

મારી ખાતરી છે કે દેશનેતાઓ મારાં અનેક બારણાં-વાળાં અનેક ઘરોમાં આવી ઊતરવાના છે.

મારી ખાતરી છે કે તમારી લાંઘણ બંધ કરાવવા અનેક આગેવાનો પાસે હું જાહેર કથનો લખાવી શકીશ! ભલે તમે કહો કે:—

હું મારા ધંધાને વેચાયો છું, ઉદ્યોગને વેચાયો છું, નફાને વેચાયો છું!—આત્માસહ!

મારા લાભ સિવાય હું બીજું કશું જોઈ શકતો નથી.

## ૧૫

# હિંદ એટલે આડત્રીસ કરોડ પંગુઓની પાંજરાપોળ

મારા બીજા નમૂનાઓની જરૂર છે ખરી?

વકીલ, ડૉક્ટર, અમલદાર તરીકેના મારા પોતાના જ નમૂનાનું અવલોકન હવે બંધ જ રાખીશ. પરિણામ એક જ આવે છે.

કસોટીમાં હું સોનું પુરવાર થતો નથી. સોનાની ચમક અને સોનાનો રંગ શોધતો હું પિત્તળ છું–અરે પિત્તળ પણ નથી.

સોના તરીકે ઘણી વાર હું ખપી જાઉ છું. પણ તેથી શું? માનવી છેતરાય. ભાવિ છેતરાતું નથી, જગતક્રમ છેતરાતો નથી.

મારા પગ માટીના છે. અરે પગ જ શા માટે? આખો દેહ જ માટીનો છે. એને સોનું કેમ કહેવાય? અને કહીએ તો પણ એનામાં સોનાના ગુણધર્મ કેમ કરીને આવે?

હું ધનિક હોઉં કે નિર્ધન! હું અમલદાર હોઉં કે લોકનેતા! હું પ્રતિષ્ઠિત હોઉં કે કોઈ ન ઓળખે એવો હોઉં! ઉદ્યોગપતિ હોઉં, ખેડૂત હોઉં કે મજૂર હોઉં! ગમે તે હોઉં! એક વાત સત્ય છે કે એ ઉપરના દેખાવ નીચે હું હજાર વર્ષની ગુલામીમાં ઘડાતો આવેલો એક પરાધીન પામર માનવ-નમૂનો છું. એમાં ઊંચનીચના કે પ્રતિષ્ઠા–અપ્રતિષ્ઠાના ભેદ રહ્યા નથી.

મારામાં નીતિ નથી, હિંમત નથી, વફાદારી નથી. અમલદાર હોઈને હું લાંચ લઉં છું! વ્યાપારી હોઈ કસીને નફો લઉં છું! નેતા બની ફંડફાળામાંથી ચેન કરું છું! ત્રણેના પ્રકાર ભલે જુદા હોય! અમારી જાત એક જ.

હું ડાકુ હોઈશ, પોલીસ હોઈશ કે પત્રકાર હોઈશ. ધમકી આપી કામ કઢાવવું, ધમકી આપી નાણાં કઢાવવાં, ધમકી આપી જાહેરખબરો કે આશ્રય મેળવવાં: આ ત્રણે કાર્ય એકરંગી છે, અને જુદા જુદા ધંધામાં પડ્યા છતાં મારું માનસ એક જ છે.

ઘોડદોડ ઉપર મારી પત્નીનું પ્રદર્શન ભરતો હું સભ્ય નાગરિક, આંકફરકને ખીલે છૂપો જઈ આવતો હું સામાન્ય માનવી અને કલબમાં બ્રીજપોકરમાં રૂપિયા આના મેળવતો અને ખોતો હું ચબરાક ખેલાડી: એ ત્રણે સ્વરૂપમાં હું જુગારી જ છું. એકને પોલીસ પકડવાનો ઢોંગ કરે છે. બીજામાં પોલીસ ખુલ્લે છોગે જુગાર રમે છે! અમે ત્રણે સરખા?

દેશને નામે ઉશ્કેરાઈ કેદખાને ગયા પછી સ્વાદિષ્ટ ખોરાક-પૌષ્ટિક ખોરાકને નામે મેળવવા આખા રાજતંત્રને હલાવી નાખતો હું દેશભક્ત, સ્વાદ માટે જીવન જીવતો વગોવાયલો જૂનવાણી બ્રાહ્મણ અને હોટેલ હોટેલ ઓળખી રહેલો સહેલાણી મુંબાઈગરો, એ ત્રણે એક જ હીરાના જુદા પહેલ!

હું રાજા હોઉં, જમીનદાર હોઉં કે કોઈ મંડળનો પ્રમુખ હોઉં!–પછી ભલે એ મંડળ વિશ્વબંધુત્વ ફેલાવવા માટેનું હોય કે મદ્યનિષેધના પ્રચાર માટેનું હોય! મારે 'મારી ગાદી અમર તપો'ની આશિષ જોઈએ!

હું સાહિત્યકાર હોઉં, કલાકાર હોઉં કે વિદ્વાન અભ્યાસી હોઉં! ત્રણેમાં હું સરખો જ હલકટ છું. મારાથી બીજા સાહિત્યકારને સારો કહેવાતો નથી, અને ન છૂટકે કહેવો પડે તો એ સારાપણાનું ચિત્ર એટલું બગાડીને કહું કે મારી ઈર્ષાને કરાર વળે! એક કલાકારે બીજાનું ચિત્ર મુક્ત કંઠે વખાણ્યું સાંભળ્યું નથી. અને એકબીજાની ભૂલમાં રાચતો ન હોય એ વિદ્વાન નહિ!

તેજદ્વેષ એ મહેરબાનીનો ઇજારો શોધતા ગુલામોનો મુખ્ય ગુણ! આપણે બધા જ એમાં સંડોવાઈએ એમ છે!

મારે જાતે મરવું નથી અને દેશને ઊંચે લેવો છે.

મારે કમાણી મૂકવી નથી અને ગરીબોનો ઉદ્ધાર કરવો છે.

મારે સુખવૈભવ છોડવાં નથી અને સહુને ફકીરીના લાભ સમજાવવા છે.

મારે મહેનત કરવી નથી અને મહેનત કર્યાનો પૂર્ણ યશ લેવો છે! અરે, મહેનતના દૃષ્ટાંત બનવું છે!

દેશદાઝની મારે ખૂબ વાતો કરવી છે, બોલવાની એક તક છોડવી નથી, અરે દેશભક્તિના સ્વાંગમાં, ખાદીની પિછોડી ઓઢી બને એટલા લાભ ખેંચી લેવા છે. પરંતુ કાર્યક્રમમાં સગવડ સચવાય એટલે ઊંડે ઊતરવું છે.

આજ કોણ કાંતે છે? ખાદીધારી તો નહિ જ.

ગામડે કેટલા જઈને બેઠા?—નાદારીથી છુપાવાની તજવીજ કરનાર સિવાય? કે બોંમ્બની બીકથી બહાદુરીભરી પીછેહઠ કરનાર સિવાય?

કોનામાં અહિંસાનો અંશ પણ ઊતર્યો છે? આપણાં ભાષણો અને આપણાં પત્રો અહિંસા આદરે તો કદાચ બધાં જ બંધ થાય!

નિર્બળની શારીરિક અહિંસા તો છે જ! પરંતુ મન અને વાણીની અહિંસા શોધી જડે એમ છે ખરી?

સ્વરાજ્ય ક્યાંથી આવે? વાણીશૂરા સ્વાર્થસાધુઓની જમાતથી ઊભરાતો સંઘ કાશી પહોંચે ખરો?

કમાવાની હાયવરાળમાં, સુખ ભોગવવાના શોખમાં, સત્તાના લોભમાં આપણે મહાત્માને એકલાને જ નહિ, પરંતુ મહાત્મા કરતાં મોટા દેશને, અને દેશ કરતાં મોટા પ્રભુને પણ વેચી વટાવી ખાઇએ છીએ!

આજ હિંદ એ મરવાને તૈયાર, ભોગ આપવા ખડે પગે ઊભા રહેનાર, જીવનભર ઝૂઝવાને તત્પર દેશભક્તોની ચમકતી નક્ષત્રમાળાથી ઊભરાતો દેશ નથી.

આજે તો હિંદ આડત્રીસ કરોડ પંગુઓની પાંજરાપોળ છે. જેને બેસતી આવે એ ભલે તે ટોપી પહેરી લે!

પરંતુ સૌથી પહેલો હું જ એ ટોપી ધારણ કરી પાંજરાપોળના પંગુ તરીકે મને નોંધાવું છું!

આત્મનિરીક્ષણ મને એ સત્ય દેખાડે છે!

ગાંધી જેવા સો સતિયા હોય તો આપણાં આડત્રીસ કરોડનાં પાપ બાળી ભસ્મ કરે!

પરંતુ કરોડોની માનવસંખ્યા સર્જવાનું અભિમાન ધરાવતા આપણા દેશે હજી સતિયાઓની સંખ્યા વધારી નથી. એક ગાંધીના દેહને આડત્રીસે કરોડનો બોજો ઉપાડવાનો છે, અને તો ય એ એકલ સતિયાએ કેટકેટલું કર્યું?

સને ૧૯૦૪–૫ થી આપણી નવી ક્રાન્તિ સરજાઈ એમ આપણે માનીએ છીએ.

આજ ચાળીસ વર્ષે દેશ ખાતર મૃત્યુને ભેટેલા ચાળીસ હિંદવાસીઓ બતાવી શકીશું?

દેશ ખાતર વર્ષે એક ભોગ પણ આપી ન શકનાર આપણને સ્વરાજ્ય કેમ મળે?

અને આપણી પાંજરાપોળમાં સંખ્યા વધ્યે જ જાય છે! એ આપણો–ગુલામોનો ગર્વ!

# સંકલ્પ

## ૧

### મારે મુખે કદી કોઈની ટીકા ન થાઓ !

મેં મને નિહાળ્યો. મેં આત્મનિરીક્ષણ કર્યું. આત્મનિરીક્ષણમાં મારા ડાઘ, મારી ખામી, મારી અશક્તિ નિહાળ્યાં. મારું રૂપ એ કુરૂપ છે. પરાધીન પ્રજાને રૂપ શાં? અને રૂપ હોય તોય તે માલિકોનું મન રંજન કરવા માટે જ હોય!

આખા ભારતવર્ષમાં રૂપાળો પુરુષ હોય તો તે એક જ. પરાધીનતા ટાળવા માટેના અખંડ પ્રયોગ સાધતો એ પુરુષ કોણ એ કહેવાની જરૂર નથી. એ ભૂલ કરે છે–હિમાલય જેવડી મોટી; એ સ્વપ્નસેવી છે, એ ધૂની છે, એ પીછેહઠ કરે છે, એ સત્તાપ્રિય છે, એમ કહેનારાઓ એની બંધન અવસ્થામાં હિંદ માટે શું કરી રહ્યા છે એ જોઈએ છીએ અને જાણીએ છીએ! અંતે એ ભૂલ ભરેલા હિમાલય આગળ એ કળકળતાં વેંતિયાંને ક્ષણભરમાં આપણે ભૂલી જઈએ છીએ. એ મહાપુરુષ, જેણે સર્વસ્વ હોમી દેશમુક્તિનો યજ્ઞ આદર્યો છે....

અરે પણ આત્મનિરીક્ષણ કર્યા પછીયે હું કેમ ભૂલ કરું છું? એ મહાપુરુષે કોઈને વેંતિયો કહ્યાનું સાંભળ્યું છે?

આડત્રીસ કરોડ વેંતિયામાંનો એક હું બીજાને વેંતિયું કેમ કહી શકું ?

પરંતુ આપણને પરાધીનતામાં નાખનાર, પરાધીનતામાં જકડી રાખનાર અને પરાધીનતામાંથી મુક્ત થવા ન દેનાર આપણા ગૌરાંગ માલિકો વિષે ઉગ્ર ભાષા કેમ ન વપરાય ? નથી આપ્યાં આપણને શસ્ત્ર ! નથી આપ્યું આપણને શિક્ષણ ! નથી વધવા દીધા આપણા હુન્નરઉદ્યોગ ! નથી આપી આપણને સત્તા ! નથી આપ્યું આપણને સંગઠન ! નથી આપી આબાદી ! નથી આપ્યાં....

પણ એ ગાળો તો હું અંગ્રેજોને—પશ્ચિમની સંસ્કૃતિને બહુ વર્ષોથી દેતો આવ્યો છું, નહિ ? ગાળો દેવાથી હું કેટલો આગળ વધ્યો ? હજી હું છું ત્યાંનો ત્યાં જ છું ! અંગ્રેજો કે પશ્ચિમની સંસ્કૃતિને દોષ દઈ ઇતિ કર્તવ્ય થયું એમ માનવાથી આપણી પ્રગતિ કેટલી થઈ ?

ગાળો દેવાથી, કડવા શબ્દો કહેવાથી, નિંદા કર્યાથી, કટાક્ષવાણી વાપર્યાથી હું મને, મારા કુટુંબને, મારા પ્રાંતને કે મારા દેશને એક તસુ પણ આગળ વધારી શકયો હોઈશ ?

ના, લાગતું તો નથી. તો પછી ?

હું ખાદીધારી છું. ખાદી ન ધારણ કરતા સર્વને માટે તિરસ્કારપૂર્વક અપશબ્દ હું ન જ વાપરું.

હું ખાદીધારી નથી. ખાદી ધારણ કરનાર સર્વને મૂર્ખ, અંધશ્રદ્ધાળુ અને પછાત કહેવાની ધૃષ્ટતા ન જ કરું.

હું મુસ્લિમ છું. પાકિસ્તાનનો વિરોધ કરનારને હું દંડો ન જ બતાવું.

હું હિંદુ છું. પાકિસ્તાન માગતા મુસ્લિમને અરબસ્તાન ચાલ્યા જવા ન જ કહું.

હું મહાસાક્ષર છું. વધારે વંચાતી ચોપડીઓના રચનારા તુચ્છ હલકા સાહિત્યકારો છે, એવું માનવાનો ઘમંડ ન જ સેવું-નિદાન કહું તો નહિ જ. પાંચ માણસ પણ વાંચી શકતા ન હોય એવા ભવ્ય કક્ષાવાળા ગ્રંથના રચનારને વેદિયો કહી હું હસું નહિ-મારાં પુસ્તકો હજારોની સંખ્યામાં ખપતાં હોય તોય.

રાજકર્તાના બધા જ દોષ વર્ણવી તેમને ભારેમાં ભારે ગાળોના વરસાદથી કદી ન નવરાવું. એ આપણા ઉપર રાજ્ય કરે છે એમાં એમનો દોષ છે કે આપણો-મારો? એમના દોષ કરતાં મારો દોષ મને વધારે મોટો લાગે છે.

પરદેશી સત્તા આપણને-મને આગળ આવવા દેતી નથી એમાં વાંક મારો-આપણો? કે પરદેશી સત્તાનો?

મેં એવું શું કર્યું કે જેથી મૂઠીભર પરદેશીઓએ આખું હિન્દ હસ્તગત કરી લીધું?

હું એવો કેવો છું કે હજી પરદેશી રાજસત્તા છે એવી ને એવી જોરદાર છે?

હું હજી એટલો સુધરતો કેમ નથી કે પરદેશી સત્તાની જરૂર આપોઆપ મને ન રહે એમ થાય? દેશને પણ એ સત્તાની જરૂર આપોઆપ ન રહે એમ થાય?

દોષ મારા છે અને હું ગાળ દઉં છું અંગ્રેજોને.

અંગ્રેજો-સત્તાધારીઓ-ખરાબ છે-હશે. પણ હું એમનાથી યે વધારે ખરાબ છું, એમ જાણવા છતાં એમને હું ગાળ દઉં છું!

ગાળથી મને ફાયદો થયો નથી એમ જાણવા છતાં હું ગાળ દઉં છું.

ગાળની અસર તલપુર પણ ન થાય એટલી મર્દાનગી એ સત્તામાં છે છતાં ગાળ દેવી હું ચાલું રાખું છું.

એક સંકલ્પ તો આજે હું કરું જ કરું.

મારા વિરોધીઓને, મારાથી વિરુદ્ધ મત ધરાવનારાઓને, મારા સત્તાધીશોને ગાળ તો ન જ દઉં!

તેમની નિંદા કરવાનું મન થાય ત્યારે હું મૌન સેવું.

અને કોઈ કટાક્ષ કરતું હોય ત્યારે હું મારે કાને હાથ દઉં.

મને–ગુલામને–વેંતિયાને–આડત્રીસ કરોડમાંના એકને કોઈનું પણ ભૂંડું બોલવાનો, કોઇનો પણ તિરસ્કાર કરવાનો અધિકાર નથી.

સિવાય કે એ બધી ગાળ, બધો તિરસ્કાર, બધા કટાક્ષ હું મારા ઉપર જ વાળી લઉં!

કોઈની ટીકા મારાથી ન જ થાય!

મનથી, વાણીથી કે કલમથી હું મારા સિવાય કોઈની જ ટીકા ન કરું!

## ૨

## મને ભય ન હો!

કોઈનું પણ ભૂંડું બોલવું નહિ!

કોઈને પણ ગાળ દેવી નહિ!

કોઈની પણ વિરુદ્ધ કટાક્ષ કરવો નહિ!

આમ નિશ્ચય કરી બેઠેલા મને લાગ્યું કે એ નિર્બળતાની નિશાની તો નહિ હોય? ભયભીત અંતઃકરણની સ્વમાન સાચવવાની ભુલભુલામણી તો એ નહિ હોય?

ખરેખર, મારું જીવન ભયથી ભરેલું છે. મને શાનો ભય લાગતો નથી?

રસ્તે જતાં મારામારી કે ગાળાગાળી થતી હું જોઉં છું. સારા સભ્ય સદ્ગૃહસ્થ તરીકે મારામારી કે ગાળાગાળી અટકાવવાની મારી ફરજ છે છતાં ભયગ્રસ્ત હું એ ફરજ મારી છે એમ માનતો નથી. સમાજના એક સભ્ય તરીકે, નગરના એક નાગરિક તરીકે સમાજ કે નગરને કલંકિત કરતા એ દૃશ્યમાં મારે કાંઈ જ ભાગ ભજવવાનો નથી!

કારણ? મને ભય લાગે છે કે:

હું અશિષ્ટ ગણાઈશ! શિષ્ટતાને મારામારી શોભે નહિ.

મને નાહકનું વાગી બેસશે! દેહને જરા પણ વાગે એ મારે મન મોટી આફત છે.

અશિષ્ટ ગણાવા કરતાં પણ મને વાગી બેસવાનો વધારે ડર છે, અને મારું ગુજરાતીપણું એ ભયમાં ભારે વધારો કરે છે. મારા બીકણપણાને હું શિષ્ટતા, સભ્યતા, સદ્ગૃહસ્થાઈ અને અંતે અહિંસાના પડદા નીચે છાવરી હું મને અને આખા સમાજને છેતરું છું. મારા દેહને મેં એવો સુંવાળો

બનાવી દીધો છે કે વાગવાના ડરથી શિષ્ટતાનો આશ્રય લેઈ ભય અને જુઠાણાનો હું સાથીદાર બનું છું!

.... .... ....

મારાથી ભણાયું નહિ!

મને ભય લાગે છે કે મારું ગુજરાન ચાલશે નહિ!

ખેતી, મજૂરી, હુન્નર, મહેનત એ તરફ મને તિરસ્કાર આવે છે! મને ગમે છે ગાદીતકિયો કે મેજ–ખુરશી! મારું શું થશે? ગાદીતકિયો અને મેજ–ખુરશી ખૂટી ગયાં હોય તો ય મને ગુજરાન માટે નાની સરખી કારકુની ન આપો? ગામડાંનો, ખેતીનો, મજૂરીનો, મહેનતનો, મને બહુ ભય છે!

.... .... ....

હું સારું ભણ્યો છું!

અભણને ખેતી ગમતી નથી તો મને તો કેમ જ ગમે? મારે 'સાહેબ' બનવું છે. કોટ, પાટલૂન, નેકટાઈ, મોજાંબૂટની હિંદમાં તલપૂર પણ જરૂર ન હોય છતાં એ મારે 'સાહેબ' દેખાવા ખાતર પહેરવાં છે!

બંગલામાં રહેવું છે! મોટર જરા મોડી મળશે તો વાંધો નહિ! પાંચ વર્ષ થોભી જઈશ!

શું નોકરી જ નથી? હું 'સાહેબ' કેમ બનીશ?....અરે 'સાહેબ' બનવાનું પછી! પરંતુ મારું ગુજરાન હું કેમ ચલાવીશ? મેં 'લવ મેરેજ' પણ કરી દીધાં છે અને એના પરિણામે ગુજરાનપાત્ર એક જીવ પણ મેં જગતને સમર્પ્યો છે! હું શું કરું? મારું ગુજરાન કેમ ચાલશે?

ગુજરાનનો પ્રશ્ન મને ભય પમાડે છે!

.... .... ....

ગુજરાનનું સાધન તો ઠીક છે! મારા વડીલે ખેડૂતોને પૈસા ધીરી, પૈસામાંથી મિલ કાઢી, સટ્ટો કરી, કંપનીઓ

કુહાડી, એક બે ટ્રસ્ટ હાથ કરી—અરે, વિગતો જવા દોને !—ગમે તેમ કરી મારે માટે સારી મિલકત મૂકી છે.

પણ....પણ....બાલકો વધે છે !

ભાઈઓ વગર કારણે ભાગ માગે છે !

સમય સાચવીને ચાલવા જેવો આવ્યો છે !

નફો ક્યાં રોકવો તેની સમજ પડતી નથી !

વ્યાજ ઓછું આવે છે, ભાવ વધી ગયા છે અને મજૂરો ફાટી ગયા છે !—ફાટવાનો તો મને જ હક્ક હોય ને ? મજૂરોને શાનો ?—

મારી મિલકતનું શું થશે ? અંગ્રેજ જીતો કે જપાન જીતો ! મારી મિલકત બચે એવો કાંઈ રસ્તો ન બતાવો ? રૂપિયે પાઈનો હું તમારો ભાગ રાખીશ !—આપતી વખતે વાંકું બોલવાના બધા માર્ગ નક્કી કરી નાખીને !

ગમે તેમ કરો પણ મારી મિલકત બચવી જોઈએ ! નહિ બચે તો શું થશે ? હું ભયથી થરથરું છું ! મિલકતવાળો છું છતાં !

... ... ...

અરે ! મિલકતની પરવા મેં રાખી જ નથી. ખોતાં દુઃખ થાય એટલી મિલકત જ મારે નથી. પછી મિલકત ખોવાય તેની શી પરવા ?—મિલકત મારી હોય કે બીજા કોઈની ! પહેલે-થી જ હું આત્મભોગનો જીવંત અવતાર બની રહ્યો છું. એટલે ધનદોલત જેની હોય તેની લુંટાવી દો એમ જ હું કહું છું. પરંતુ શા માટે મને સેવાસમાજનો પ્રમુખ બનાવતા નથી ? મારી સેવા શું અજાણી છે ? મારા સરખા સેવાભાવીને પ્રમુખ નીમો, નહિ તો તમારું શું થશે ? મને ભય રહે છે કે મને યુનિવરસિંટીના ફેલો તરીકે ચૂંટવામાં મત નહિ આપો તો યુનિવર્સિંટીનું સત્યાનાશ નીકળી જશે. એ ભય શું તમને

ખોટો લાગે છે? મને તો એ ભય સત્યના અર્ક સરખો લાગે છે! વર્ષો થયાં, દસકા થયા, બે દસકા થયા હું સેવા કરું છું સરસ્વતીની ! હવે મને દૂર કરવો છે?

... ... ...

અરે, પણ મને આ ગરીબડી સાહિત્યસભાના સેક્રેટરી-પદમાંથી પણ ખસેડી નાખવો છે? મને પદનો મોહ નથી જ ! પણ મારો અનુભવ, મારું નેતૃત્વ, મારું સંચાલન સભા ગુમાવશે તો સભા ક્યાં જઈ અટકશે ? મને બીજું કાંઈ દુઃખ નથી, પણ મારા વગર સભાનું નાવ કોઈ ખડકે જઇ અથડાશે એનો મને ભય છે !

આગળ ખુરશી પણ મને નહિ? મને ગાદીતકિયે બેસતાં અટકાવનાર એ સ્વયંસેવક મારી માફી ન માગે ત્યાં સુધી.... જવા દો ! હું સહન કરતો આવ્યો છું તે સહન કરીશ ! આત્મભોગ !....

પણ મને ભય લાગે છે કે આત્મભોગ મને પ્રતિષ્ઠા પણ નહિ પામવા દે ?

... ... ...

મારી તબિયત સારી નથી. મરવાનો ભય મને વૈદ્યડૉક્ટરોનો ગુલામ બનાવી રહ્યો છે! જો કે મારા જીવન અને મરણની આ જગતમાં કાંઇ જ કિમ્મત ન હોય છતાં !

મારામાં તાકાત નથી ! હું અનેક અન્યાયો રોજ ને રોજ મારી આંખ આગળ થતા જોઈ રહું છું ! પરંતુ હું વચ્ચે પડી શકતો નથી. મારા દેહને ઘાનો ડર ભારે છે !

ગુજરાનનું સાધન નથી. એટલે હું ભય પામું છું !

ગુજરાનનું વિપુલ સાધન છે; છતાં તે સતત સાત પેઢી સુધી નિદાન ચાલશે કે નહિ એવા ભયથી હું ઊંઘી શકતો નથી.

હું દેશસેવક છું. મારી નેતાગીરી જીવતા સુધી પહોંચશે નહિ એવો વિચાર મને ચમકાવે છે!

હું પ્રતિષ્ઠાસંપન્ન પુરુષ છું. પરંતુ મારો ગાદીતકિયો ઘડીઘડી ખસી જાય એ ભયથી હું જ ગાદીતકિયો સાથે લઈને ફરું છું!

આડત્રીસ કરોડ ભૂખે મરતાં, ઊભાં ન થઈ શકતાં, પરાધીન કંગાલ વેંતિયાંમાંથી હું એક ઓછો થાઉં તો? મરવાનો ભય મને શા માટે હોવો જોઈએ? મારું જીવન કયા ઉપયોગમાં આવ્યું કે જેથી એનું જતન કરવાની મને લાલસા થાય? છતાં મને મરવાનો ભય છે!

ભૂખે મરીને, ઘણું જમીને, અપમાન સહીને કે ખોટા સોનેરી ઝળકોશથી જડાયલી ખુરશીએ બેસીને અપરિહાર્ય મૃત્યુનો ભેટો તો કરવાનો છે જ!

તો હું હસીને ખુશાલીથી કોઈને સહજ ઉપયોગમાં આવતાં એકાદ અન્યાય સામે આથડતાં મરું તો હરકત શી?

તો મારે ભયને નિર્મૂળ કરવો જોઈએ. મને વીંટાઈ વળેલો-

મૃત્યુભય,

દુ:ખભય,

પ્રતિષ્ઠાભંગનો ભય,

અનિશ્ચિત ભાવિનો ભય,

નિર્ધનતાનો ભય,

દૂર કરવો જ જોઈએ.

હું આજ દુ:ખ, મોત, નિર્ધનતા અને અપ્રતિષ્ઠાનો ભય દૂર કરી મુક્તિનો પ્રથમ શ્વાસ લઉં!

મારો સંકલ્પ:

મને ભય ન હો!

## ૩

# મારો દેહ વજ્રનો બનો !

મને ભય ન હજો ! એ મારો સંકલ્પ.

પણ એ સંકલ્પ સિદ્ધ કરતા પહેલાં હું મારા દેહ તરફ નજર નાખું.

કારણ દેહ એ મારા વ્યક્તિત્વનું, મારી વિશિષ્ટતાનું, મારા અહંનું પહેલું પ્રતિક; મારી અસ્મિતાને વસવાનું અને વિકસવાનું આદ્ય સાધન; સમષ્ટિને સ્પર્શ કરી, ઓળખી, સમષ્ટિ સાથે સંબંધ બાંધી, મારા વ્યક્તિત્વને વિસ્તારવાનું એ જીવંત યંત્ર. દેહ વગર હું નહિ. આત્માને પ્રગટ કરતો દીપક એ મારો દેહ—જો હું આત્માને માનતો આસ્તિક હોઉં તો !

એ મારો દેહ કેવો છે ? કેવડો છે ?

પંજાબી દેહ મારા દેહ કરતાં વધારે ઊંચો છે; પૂરબૈયાનો દેહ મારા કરતાં વધારે પુષ્ટ છે; મહારાષ્ટ્રી દેહ મારા કરતાં વધારે સ્નાયુબદ્ધ છે; ગુરખાનો દેહ મારી નીચાઈને પણ શરમાવે છે.

કાબુલી, રશિયન, અંગ્રેજ, અમેરિકન દેહની તો વાત જ શી કરવી ?

એ સૌ દેહશ્રેણીમાં હું છેલ્લો આવું છું. શરમ ભરેલું મારું સ્થાન છે. ભય ન હોવાનો મેં સંકલ્પ તો કર્યો, પરંતુ મારો દુર્બળ, ટૂંકડો કે નિરુપયોગી થડ જેવો પરિઘ પ્રશસ્ત દેહ અન્ય ઊંચા, પુષ્ટ, કસાયલા અને કદાવર દેહો આગળ શરમાય અને ભય પામે એમાં આશ્ચર્ય શું ?

મારા દેહને મહેનત કરવી નથી. મહેનતથી કાયર બનતા દેહને ચોગરદમ ભય જ રહેલો છે.

નોકરોદ્વારા કામ કરાવી મોટાઈ લેતો દેહ નોકરોનો ગુલામ બની જાય છે એની સમજ મને ક્યારે પડશે?

ખેતી પણ નોકરો પાસે કરાવતો કૃષિકાર નાદાર બન્યો છે એ હું ખેડૂત નહિ સમજું તો કોણ સમજશે?

દેવડીએ પહેરેગીર રાખનાર હું ધનિકની પત્નીને ઉઠાવી જતાં રોકવાની તાકાત હું ધનિક ગુમાવી બેઠો છું એ મને સમજાય છે?

કપડાં પણ નોકરો પાસે પોતાને પહેરાવતા હું સાહેબનાં કપડાં જરાય સલામત નથી એ મારી સાહેબશાહી ઝડપથી સમજે તો સારું!

દેહનો સાચામાં સાચો સેવક દેહ!

મને રમતગમતનો શોખ નથી. બહુ નાની ઉમ્મરે મારો દેહ મોટી ઉમ્મરે પહોંચી જાય છે. પત્તાં કરતાં બીજું શું વધારે હવે રમાય? બ્રીજની રમતમાં હું નિષ્ણાત છું અને જગતમાં સદ્‌ગૃહસ્થ તરીકે ગણાઈને પણ હું 'પોકર' માં ઠીક ઠીક જુગાર ખેલી શકું છું!

પછી કસરત તો હું કરું જ ક્યાંથી? શાળામાં મારીકૂટીને કરાવાતી કસરતોથી હું આગળ વધ્યો જ નથી. મને વાગવાનો ડર છે, અંગ ભાગે એની મને દહેશત છે, દેહને કશું પણ થાય એ સહેવાની મારી શક્તિ નથી.

હું સૈનિક તો બનું જ શી રીતે? અને સૈનિક–સાચો સૈનિક બન્યા વગર હું ભયરહિત કેમ બની શકું?

હું અહિંસક છું એટલે શસ્ત્રધારી સૈનિક બનવામાં માનતો નથી !........જુઠ્ઠાણું....

અરે ! હું કેમ મારી દુર્બળતાને ઢાંકું છું ? શસ્ત્રસજ્જ સૈનિક કરતાં અહિંસક સૈનિકનો દેહ વધારે કઠણ, વધારે સ્નાયુ-બદ્ધ, વધારે શિસ્તબદ્ધ, વધારે સહનશીલ શું ન હોવો જોઇએ?

એવો દેહ નથી માટે જ આપણી અહિંસા નિષ્ફળ નીવડે છે.

એવો દેહ નથી માટે જ આપણી હિંસા નિષ્ફળ નીવડે છે.

એવો દેહ નથી એ માટે જ આપણી બધી પ્રવૃત્તિઓ વંધ્ય રહે છે !

દુર્બળ દેહને સફળતા કદી વરે ખરી ?

દુર્બળ દેહ સાહસ શું કરે ?

મને ભય એ માટે છે કે મારો કંગાલ દેહ સૌના પગ નીચે કચરાતો પડ્યો છે, કારણ તે કંગાલ દેહ છે !

મારે ભયમુક્ત થવું હોય તો પ્રથમ મારા દેહને વજ્રનો બનાવવો પડશે.

બાહ્ય શસ્ત્ર ઘા ન કરી શકે એવો દેહ રચવા માટે મારે આજથી વ્યાયામ શરૂ કરવો જોઈએ.

મર્દાની રમતોમાં મારે ઠીક સમય આપવો ઘટે.

ટાઢ, તાપ અને વર્ષા મારા દેહને સંકુચિત ન કરે એવી તિતિક્ષા મારે કેળવવી રહી.

દૃઢ દેહ વગર આત્મા દૃઢ કેમ થાય?

સામર્થ્યભર્યા શરીર વગર સમષ્ટિ સાથે સાચો સંબંધ કેમ બંધાય?

હું ભયરહિત બનવા માટે એવો દેહ કલ્પું કે એ દેહને અગ્નિ બાળે નહિ, દરિયો ડુબાડે નહિ, મરુત ફૂંકથી તૃણ પ્રમાણે ઉરાડે નહિ!

મારો દેહ અગ્નિસ્નાન કરીને પણ જીવંત રહે!

મારો દેહ શસ્ત્રઅસ્ત્રને બુઠ્ઠાં બનાવે!

મારો દેહ દરિયાને પી જાય!

મારો દેહ મરુતનાં મોજાં ઉપર સવારી કરે! ત્યારે હું ભયરહિત બની શકું. મને પુરુષ કે પ્રકૃતિ કોઈનો ભય ત્યારે લાગે નહિ!

ભયરહિત બનવાના સંકલ્પને સાચો પાડવા હું દુર્બળ-દેહી ગુજરાતી આજ બીજો સંકલ્પ પણ કરું કે—

મારો દેહ વજ્રનો બનો!

અને

વજ્રદેહી બનવા માટે હું આ ક્ષણથી જ અખાડા, મેદાનો, પહાડ અને નદીતળાવને મારા જીવનવ્યાપાર સાથે જોડી દઉં!

આખી સમષ્ટિને ભેટવા અર્પાયેલો દેહ ઘરના કોચલામાં ભરાઈ રહે તો એને અભય અર્પતું સામર્થ્ય ક્યાંથી આવે?

મારા દેહને ઝમમગતો દીવો બનાવું! મેલું, રોતલ, બુઝાવાને આળસે તગતગતું, ફૂંક મારતાં હોલવાય એવું કોડિયું નહિ!

હું આગ્રહપૂર્વક સંકલ્પ સેવું.

મારો દેહ વજ્રનો બનો!

## ૪

## મારી વાસના બ્રહ્મચર્યથી સંયમિત હો!

વ્યાયામથી વજ્રદેહી બની શકાય. પરંતુ વજ્રદેહને પણ વીંખી નાખતી વિષયવાસના વ્યક્તિ અને પ્રજાજીવનનો એક ભયંકર ક્ષયરોગ છે, એમ કહેવામાં શું હું જૂનવાણી ધર્મઝનૂની ગણાઈશ? એ કહેવાતું જૂનવાણી ધર્મઝનૂન સાચો રાહ બતાવતું હોય તો માત્ર આરોપથી ડરી એ ઝનૂનને બાજુએ તો ન જ મુકાય! ભયથી તો હું મુક્ત થયો. આરોપ, આક્ષેપ કે ટીકાથી પણ મારે ભય પામવાનો નથી. જૂનવાણી વિચાર સાચો હોય તો તે મારો જ હોવો જોઈએ! હું એને પકડી રાખીશ....

સાચો સંકલ્પ કરવા માટે સાચી વિચારસરણી જરૂરની છે.

વિષયવાસના એટલે? કામ–ભોગવિલાસ માટે સ્ત્રીપુરુષને પરસ્પર ખેંચતું આકર્ષણ; અતિ નિકટ અંગત સહવાસ માટે નરનારીને દેહઐક્યમાં યોજતી ઝંખના.

એ આકર્ષણ, એ ઝંખના ઈશ્વરદત્ત છે, નિસર્ગદત્ત છે, માનવજાતના સર્જનનો એ આધાર છે, એટલે એ અનિવાર્ય છે, અપરિહાર્ય છે, અતિવ્યાપક છે. બધું આપણે કબૂલ રાખીએ.

પરંતુ એ આકર્ષણ ઈશ્વરદત્ત હોય તો આપણે એને પ્રભુ-દીધા પયગામ સરખું પવિત્ર માનીએ છીએ ખરા? બન્યું છે તો એમ કે એ આકર્ષણને આપણે ગાળ બનાવી ઈશ્વરને બીભત્સ ગાળ આપી રહ્યા છીએ!

એ ઝંખના નિસર્ગદત્ત હોય તો આપણે કુદરતદીધાં સૂર્ય, ચંદ્ર કે તારક સરખાં સ્વચ્છ તત્ત્વોમાં એની ગણતરી કરીએ છીએ ખરા? સંધ્યાના રંગ, પુષ્પનો પરાગ, સરિતાનું વહેણ કે સાગરની ભવ્યતા આપણે કામભાવનામાં કદી અનુભવ્યાં છે

ખરાં? સાચી વાત તો એ છે કે સ્ત્રી–પુરુષની નિસર્ગદત્ત ઝંખના એ આપણે મન ગાળ ઉપરાંત મશ્કરી પણ છે! અછકલા આંખમીંચકારાથી ઓળખાવવાની એ તુચ્છ રમત છે! નિસર્ગની સરળતા કે ભવ્યતા કામવાસનામાં જોવાનું આપણને આવડ્યું નથી–આપણને કોઈએ શીખવ્યું નથી! શીખવ્યું હશે તો આપણે તે શિક્ષણ વિસારે પાડ્યું છે. આજ તો કામવાસના એ ગાળ, મશ્કરી, લોલુપતા અને ક્ષુદ્રતાનું મહા કેન્દ્ર બની ગઈ છે. અને એનું પરિણામ?

માનવજાતના સર્જનનો એ આધાર ભલે હોય! આપણે માનવજાતના સર્જન તરફ સહજ દૃષ્ટિ કરીએ. વિજ્ઞાન તો કહે છે કે માનવી લાખો વર્ષ ઉપર જન્મ્યો. એ હજી જન્મ્યા જ કરે છે. લાખલાખ વર્ષથી જન્મ લેતા માનવીનાં રૂપ જુઓ! સાચાં રૂપાળાં સ્ત્રીપુરુષો કેટલાં? કુરૂપ, ઘાટઘૂટ વગરની, બેડોળ માનવવણઝાર આગળ ચલાવ્યે રાખતા આપણે સૌન્દર્યદ્રોહી છીએ.

રૂપને બાજુએ મૂકીએ. રોગરહિત માનવતા કેટલી? એકાદ દિવસ દવાખાનામાં જઈ આપણે દર્દીઓની સંખ્યા અને સ્થિતિ જોઇએ!

દવાખાનાની સગવડ ન મેળવી શકતી જનતાની ઝૂંપડીઓમાં તો ચાલો! ઝૂંપડીએ ઝૂંપડીએ માંદગી અને રોગ આપણને દેખાશે. એકલી ઝૂંપડીઓમાં જ શા માટે? બંગલાઓ અને મહેલો જુઓ! ડૉકટર, વૈદ્ય, પરિચારિકા વગરના કેટલા બંગલા?

અને આપણાં મધ્યમ સ્થિતિનાં ગૃહો? જરા તમારી, તમારાં પત્નીની અને તમારાં બાળકોની દવાશીશીઓ ગણાવી તો જાઓ! તમારા પગાર કરતાં શીશીઓની સંખ્યા વધી જશે, નહિ?

કોઇ ભાવિ તન્દુરસ્ત પ્રજાને તમારા ઘરનું ખંડેર કોઈ કાળે હાથ લાગે તો એ એમ જ શોધ કરશે કે તમે કોઈ શીશીઓ વેચનાર વ્યાપારી હતા! અને આખો ગુજરાત શીશીઓના જ વ્યાપાર ઉપર જીવતો હતો!

કદરૂપી પ્રજાથી ચલાવી લેઇએ. રોગિષ્ઠ પ્રજા જે ભાવનામાંથી સર્જાય એ ભાવનાને કઈ રીતે આપણે નિસર્ગદત્ત કહી શકીએ ? એ ભાવના રોગભરી છે જેમાંથી રોગિષ્ઠ અને નિર્બળ પ્રજા જન્મ પામે છે!

વ્યાધિગ્રસ્ત બાળકો જન્માવનાર સ્ત્રીપુરુષ શું પોતાની કામવાસના માટે અભિમાન લઈ શકે ખરાં?

અને શારીરિક રોગથી પણ ધારો કે આપણે ચલાવી લઇએ. પરંતુ એ રખે ભૂલીએ કે માનવીનું હૃદય માનસિક રોગનો ભંડાર બની રહ્યું છે! માનવીની હલકાઈ, અદેખાઈ; માનવીના દંભ અને ઘમંડ; માનવીના સ્વાર્થ અને પક્ષપાત; માનવીનાં વેર અને ઝેરઃ એ સર્વ મહારોગ વિશ્વવ્યાપી ખૂનામરકીમાં અભિમાનપૂર્વક રત બની રહેલાં માનવીમાં અને હિંસક પ્રાણીમાં કશો જ ભેદ રાખતા નથી! અને, જે ભેદ રહેલો છે તે હિંસક પ્રાણીઓને માનવી કરતાં સારાં કહેવરાવે એવો છે! એવા રોગિષ્ઠ-માનસવાળી માનવજાત સર્જાતી અટકે તો આ અનંત વિશ્વરચનામાં કોને ખોટ પડે એમ છે? કોને દુઃખ થાય એમ છે? એવી માનવજાત નહિ હોય તેથી સૂર્ય રોવાનો નથી કે ચંદ્ર ઝેર પીવાનો નથી.

કુરૂપ, રોગિષ્ઠ અને ઝેરભર્યાં માનસવાળી પ્રજાને સર્જતાં આપણી કામવાસનાએ શરમાવું અને અટકવું જોઇએ! આપણે આપણી કામવાસનાને કદરૂપી, રોગિષ્ઠ અને ઝેરભરી બનાવી મૂકી છે. એનું સર્જન એવું જ હોયને?

મારી દલીલબાજી એટલેથી સંતુષ્ટ થાય એમ ક્યાં છે? સાંભળો મારી સાચી દલીલ!

પરંતુ કામવાસનાની તૃપ્તિ એ દેહનો પરમ આનંદ નથી શું?

એથી પણ આગળ વધી હું તમને પૂછું:

ઉપભોગ અર્થે આકર્ષાતા સ્ત્રીપુરુષના દેહને ઉપભોગમાંથી ઉગારવા મથનાર વિરાગ, ધર્મ, નીતિબોધ, નિષ્ફળ નીવડ્યાં છે એ શું કોઈથી ભુલાય એવો ઇતિહાસ છે? પછી એ ઉપભોગના પ્રવાહની છેડછાડ શા માટે કોઇએ કરવી? ભલે એ ઉપભોગ કુરૂપ કે રોગિષ્ઠ હોય. એ અનિવાર્ય છે, કારણ એ આનંદદાયક છે...........

કબૂલ કરવું પડે કે ઉપભોગનો, આનંદનો, સુખનો વિરોધ કરવો એ ભૂલ છે. દેહની ગ્રંથીઓ, માનસ, મનની તીવ્ર ઊર્મિઓ એ ખરેખર ઉપભોગ, આનંદ અને સુખનાં સાધનો છે, સુખ પ્રગટ થવાનાં કેન્દ્રો છે એ સાચી વાત.

પરંતુ આપણા ઉપભોગ આપણને ખરેખર આનંદ આપે છે ખરા? એ આનંદ છે કે આનંદનો આભાસ? વિચારી જોઇએ! સુખનાં હવાતિયાં ઉપર ચઢાવી દેતા ઉપભોગને સાચાં સુખસાધન તરીકે શી રીતે માની લેવાય? ઉપભોગ, અતિ ઉપભોગ પછી આપણને શું એમ નથી લાગતું કે આપણી કામતૃપ્તિમાં કોઈ ભયાનક વિષ વહી રહ્યું છે? જે તૃપ્તિની પાછળ પ્રફુલ્લતા પ્રસરવાને બદલે વિષાદ અને ખિન્નતા ઊપજે એ તૃપ્તિમાં વિષ અડકી ગયું છે એમ જરૂર માનવું. એ ઝેરની અંતિમ સામાજિક અસર એટલે આજની યુદ્ધે ચઢેલી દુનિયા. એ સાંકળ ન સમજાઈ?

ભલે. એ વિચારસંકલન બાજુએ મૂકીએ અને આપણે આપણી વ્યક્તિગત વાત કરીએ.

બાળકોની અતિશયતાથી ત્રાસતી પત્ની, સ્ત્રીએ સ્ત્રીએ ઉશ્કેરાઈ આંખ મીંચકારતો પુરુષ, ઉપભોગની ઉતાવળમાં ક્ષીણ અને નિસ્તેજ બનતો પુરુષ કે સ્ત્રીદેહ, ઉત્સાહવિહીન બનેલાં ઘર, ક્લેશથી ભરેલા ગૃહસંસાર, બાળઉછેરની સગવડથી રહિત બાલકસંખ્યા, જરા સરખી મહેનતથી મરવાનું દુઃખ અનુભવતા યુવાનો અને યુવતીઓ: ઉપભોગનું આ પરિણામ હોય તો બહેતર છે કે જગતમાંથી કામવાસના અદૃશ્ય થઈ જાય! વ્યક્તિના દેહ અને માનસમાં જ્વાળામુખી ઉપજાવી સંસ્કારને ભસ્મીભૂત કરતા આકર્ષણને આપણે ખોટી ઢબે સ્પર્શીએ છીએ. નહિ તો નવસર્જનની શક્તિ ધરાવતી કામવાસના માનવજીવનની અપવિત્રતા, નિર્બળતા, દુર્બળતા, અરે માનવજીવનના પાપરૂપ શા માટે બની જાય?

સ્ત્રીપુરુષનો સંબંધ માગતું આકર્ષણ—કામવાસના, અટકચાળું, અળવીતરું અને અવળચંડું બની બેઠું છે. માનવજાત એનો સાચો ઉપયોગ અને ઉપભોગ હજી શીખી નથી. લગ્ને પણ એ આકર્ષણને યોગ્ય માર્ગ હજી આપ્યો નથી. આપણી જૂની સંસ્કૃતિ એક ભાવના આપણને આપી રહી છે જે કામવાસનામાંથી દુર્ગતિ ઊભી થતી અટકાવે એમ છે. એ ભાવનાનું નામ બ્રહ્મચર્ય.

એ બ્રહ્મચર્ય સ્ત્રી માટે છે અને પુરુષ માટે છે. એ બ્રહ્મચર્ય બ્રહ્મચારી—અપરિણીત માનવતાને પણ સ્પર્શે છે, અને ગૃહસ્થ—પરિણીત માનવતાને પણ સ્પર્શે છે. એ જેટલું વિદ્યાર્થીને આવશ્યક છે એટલું જ એક વિદ્યા મેળવી ચૂકેલા વૃદ્ધને પણ આવશ્યક છે. શારીરિક શક્તિની ટોચે પહોંચેલા વ્યાયામવીરને એની જેટલી જરૂર છે એટલી જ જરૂર રોગે પીડાતા દર્દીને છે. રણે ચઢેલા સેનાપતિને બ્રહ્મચર્ય જેટલું જરૂરી છે

એટલું જ પ્રયોગશીલ વિજ્ઞાનવિદને જરૂરી છે. ઋષિપદ પાળનારને જેટલી બ્રહ્મચર્યની સહાય લેવી પડે એટલી જ રાજપાટ ચલાવતા મુત્સદ્દીને પણ બ્રહ્મચર્યની સહાય લેવી પડે. એક સતીના સતીત્વને જેટલું બ્રહ્મચર્ય રક્ષે છે એટલું જ એક નટીની કલાને પણ બ્રહ્મચર્ય રક્ષે છે. એક ક્રાન્તિકારી બ્રહ્મચર્યમાંથી જેટલું ક્રાન્તિપોષણ મેળવી શકે એટલું જ પોષણ એક અહિંસક સત્યાગ્રહી પણ બ્રહ્મચર્યમાંથી મેળવી શકે.

બ્રહ્મચર્ય એટલે કામની સીમાઃ કામવાસનાને બાંધેલી પાળ; કામવહનનો એક સાચો માર્ગ. બન્નેનો વિરોધ નથી. બ્રહ્મચર્ય સાચી કામભાવનાને, સાચા ઉપભોગને, સાચા દેહસુખને ઓળખાવે છે. બ્રહ્મચર્યરહિત કામવાસના એટલે ચીઢવતો આનંદ, ખીજવતું સુખ, અને અતૃપ્ત રાખતો ઉપભોગ. બ્રહ્મચર્ય વગરનાં સુખ, ઉપભોગ અને આનંદ સાચાં નથી.

વ્યક્તિ, સમાજ, રાષ્ટ્ર અને માનવતાને નીચે પાડતું તત્ત્વ એટલે બ્રહ્મચર્યભંગ, લોલુપતા વધારતી વાસના મુક્તપ્રેમને નામે ભલે ઓળખાય. પરંતુ સાચો પ્રેમ તો ભવ્યમાં ભવ્ય બંધન છે! બંધન નહિ પણ સાચો સંબંધ ઉપજાવનાર સુવર્ણતાર છે, સજીવનતાર છે. બ્રહ્મચર્ય એટલે જ દેહની સુખસંજીવની કલા.

આજે હું એક વિચિત્ર સંકલ્પ કરું. નવીનતાને, પ્રગતિને, કલાને, પ્રેમમુક્તિને, સ્વતંત્ર સહચારને ખટકો લાગશે, હસવું આવશે, ખોટું લાગશે, છતાં હું એક સંકલ્પ કરું કેઃ

હું બ્રહ્મચર્યને ઓળખું. સાચા બ્રહ્મચર્યને ઓળખીશ તો એને પામવાનાં પગલાં લઈશ.

મારી વાસના, મારી ઊર્મિ, મારી કલ્પના, મારી સૌંદર્યભાવના બ્રહ્મચર્યથી સંયમિત રહો!

૫

## દેહ ટકે એટલી જ મારી જરૂરિયાત હો!

બ્રહ્મચર્ય અને સંયમનો હું વિચાર કરું છું–સંકલ્પ સેવું છું ત્યારે મને એક પ્રશ્ન થાય છે:

હું મારી જરૂરિયાત વધારું કે ઘટાડું?

બ્રહ્મચર્ય અને સંયમ જીવનમાં કઠણાશ માગે છે, એક પ્રકારનું કઠોર તપ માગે છે, ઉપભોગની વસ્તુઓ પ્રત્યે ઉપેક્ષા માગે છે.

જ્યારે વર્તમાન વિચારસરણી જરૂરિયાતો વધારવા તરફ ઢળે છે.

બહુ વસ્તુઓનો સ્પર્શ થવાથી બુદ્ધિ બહુ ખીલે છે એમ વર્તમાન કેળવણી કહે છે.

બહુ સુંદર, આનંદપ્રદ, સુખમય વસ્તુઓના સ્પર્શથી માનસ સંસ્કારમય બને છે, ઊર્મિઓ આનંદની તીવ્રતાનો અનુભવ કરે છે, અને જીવન સમગ્ર સુંવાળું, પ્રમોદભર્યું, સ્મિતભર્યું બની જાય છે.

એટલે મારી આસપાસ હું અનેક સમૃદ્ધિઓ ઊભી કરું છું.

ઝૂંપડામાં રહી, કોડિયાને પ્રકાશે જીવી, ધૂળમાટી ભેગાં રમી જીવન વ્યતીત કરતાં ગામડિયાં, કંગાલિયાં, જંગલી, પછાત માનવોને જુઓ! એમનો આનંદ અવિકસિત, સંસ્કાર જડ, અને જીવનવિકાસ ટુંકડો–વામણો હોય છે, નહિ?

અને સ્વચ્છ વસ્ત્રો પહેરતા, ઝગઝગતા પ્રકાશથી ઝળાંઝળાં થતા મહેલમાં રહેતા, ખુરશી, સોફા, કોચમાં દેહને ગરકાવી

ઝડપભરી મોટરકારમાં ફરતા કોઇ યુરોપ–અમેરિકાના નિવાસીને જુઓ! કેટલી ચબરાકી! કેટલી ઊર્મિલતા! કેટલી સ્વતંત્રતા! કેટલો વ્યક્ત આનંદ!

અરે, આપણા હિંદવાસી ધનિક, સંસ્કારી કે સત્તાધીશને જ જુઓને! એ પણ યુરોપ–અમેરિકાવાસીની સફાઈ ધારણ કરતા દેખાય છે.

આમ જરૂરિયાત વધારવાથી ઝગઝગાટ જરૂર વધે છે!

પશ્ચિમ એટલા માટે જ પ્રગતિમાન છે, ચક્રવર્તી છે અને સુખી....?

પશ્ચિમ શું સુખી છે? પ્રશ્ન મને મૂઝવે છે.

જે પશ્ચિમ સતત નાનાંમોટાં માનવકતલખાનાં ઉઘાડી અંતે પચીસ વર્ષમાં બબ્બે ભીષણ મહાભારતો રચી રુધિરની નદીઓ રેલાવી પોતાના આખા યૌવનને–અને અન્ય ખંડોનાં યૌવનને પણ–ઝટકે વધેર્યે જાય એ પશ્ચિમ સુખી છે ખરું?

મને કોડિયું ન ગમ્યું એટલે શમેદાની, ઝુમ્મર, હાંડી અને અંતે વીજળી હું ઉપજાવી લાવ્યો.

આજ પ્રકાશ ઉપજાવતાં સ્થાનોને ઉરાડી અંધકાર ફેલાવી હું આનંદ માનું છું! લંડન કે બર્લીનમાં અંધકાર ફેલાતાં જર્મનો અને અંગ્રેજો કેટલી ખુશાલી બતાવે છે એ આપણી ચાડીચુગલીની જરૂરિયાત વધતાં ઊપજેલાં નિંદાભંડાર સરખાં વર્તમાનપત્રોમાંથી આપણે સારી રીતે સમજી શકીએ છીએ.

મારે રહેવા માટે ઝૂંપડી નહિ ચાલે! દસ ઝૂંપડીઓ ઉજાડી હું મકાન બાંધું છું. મકાન મને નાનું પડે છે; દસ મકાનોની સગવડ સળગાવી મૂકી હું એક બંગલો બંધાવું છું! જે સ્થળમાં ચારસો માણસો રહી શકતાં હતાં તે સ્થળે હવે અમે

ચાર જ માણસો રહીએ છીએ. અમે ગબડીએ, આળોટીએ, ગુલાંટો ખાઈએ, કૂદકા મારીએ તો ય અમારા બંગલા અને કમ્પાઉન્ડમાં ઘણી જગા ખાલી રહે છે !

આ માનસમાંથી વિકસેલી પ્રગતિમાન અભિલાષા મારી જાતને માટે, મારા દેશને માટે, મારા રાષ્ટ્રને માટે જ્યાં ત્યાં મોકળાશ મેળવવા મથતો, લઢતો, મુક્કાબાજી કરતો ગુંડો મને બનાવી મૂકે છે. પ્રગતિમાન ઇંગ્લૅંડને પોતાનો દેશ નાનો પડ્યો. મુક્કાબાજી કરી એણે સૂર્યાસ્ત જ થાય નહિ એવડું વિશાળ સામ્રાજ્ય મેળવ્યું ! તેની જરૂરિયાત વધી; પણ હિંદની ? હિંદને સંકોચવાની, હિંદમાંથી પાકિસ્તાન અને દ્રવીડિસ્તાન કોતરી જુદાં કાઢવાની સામ્રાજ્યની જરૂરિયાત વધતી જાય છે એ તો જોયું ને ? એકનો પ્રસ્તાર એટલે બીજાનો સંકોચ !

અમેરિકાને પોતાનો વિશાળ ખંડ નાનો પડ્યો અને ફીલીપાઇન્સ સુધીના ટાપુઓ ઉપર હાથ લંબાવી ચીનમાં પણ એણે નખ ભરવા માંડ્યા. આખી દુનિયાનું સોનું સંઘરી બેસતાં એણે જગતભરની આબાદીમાં ઓટ આણી દીધી. અમેરિકા અને ઇંગ્લૅંડની ચીન ખાઈ જવાની હસમુખી ભૂખે જપાનની કાળી ભૂખને તીવ્ર બનાવી, અને મંચુરિયા ખોયું. આજ આખો પૂર્વકિનારો ખોઈ બેસી અમેરિકા ઇંગ્લૅંડની કૃપા ઉપર જીવવાની કંગાલિયતે ચીન પહોંચી ગયું છે. અમેરિકા, ઇંગ્લૅંડ અને જપાનની જરૂરિયાત વચ્ચે ચીનનો મહાખંડ કચરાઈ રહ્યો છે ! ચીનની જરૂરિયાતનો કોઇને વિચાર આવતો નથી. મોરોક્કો, સીરિયા, સિયામ અને ઇન્ડોચાઈના જેવા સંબંધ વગરના અસબંગ દેશોને સાંકળે બાંધી ફ્રાન્સે ભૂમિભાગ મેળવ્યો ! એ ભૂમિભાગની જરૂરિયાત પૂરી પડે છે ખરી ? ફ્રાન્સની જરૂરિયાત પૂરી પડે છે એ કબૂલ !

ઇટલીએ ત્રીપોલી અને આબીસીનિયા સુધી પોતાનો દેહ લંબાવ્યો. હબસીઓને તેમની જરૂરિયાતને બદલે ઝેરભરી હવા મળી.

અને જર્મનીએ ખંભ ઠોકી, આખી દુનિયા એના વહાલા આર્યો માટે માગી! આજ પાંચ વર્ષથી માનવજાત અગ્નિખેલન અને રુધિરસ્નાન કરતી બેઠી છે! જર્મનીની જરૂરિયાત એ સમગ્ર જગતને બાળતો જ્વાળામુખી બની રહી છે.

આમ જરૂરિયાત વધારતાં વધારતાં જગતની સીમા પણ ઓળંગી જવાય! માનવતાની, માણસાઇની સીમા તો ભુંસાઇ જ છે!

જરૂરિયાત વધારી વિકાસ પામવા છતાં તૈમૂર નાદીરને શરમાવે એવી ક્રૂરતાભર્યાં યુદ્ધ ખેલાય!

એક પાસ પચાસ માળનો મહેલ જાગે અને બીજી પાસ ઝૂંપડી જેવાં આશ્રયસ્થાનોની તંગી પડે! કારણ? કોઇકની જરૂરિયાત વધી છે!

એક સ્થળે છપ્પનભોગના અન્નકૂટ થાય; બીજે સ્થળે ભૂખમરાથી લાખો માણસોના જાન જાય. શા માટે? દેવને બહાને પૂજારીઓએ પોતાની જરૂરિયાતો વધારી દીધી છે.

એક બાજુએ શરાબ, જુગાર, નાચરંગ અને ભોગવિલાસ માટેની ઇન્દ્રપુરીઓ રચાય; બીજી પાસ નિષ્ફળ જીવતરને અંતે મરેલા માનવીના શબને ઢાંકવા કફન પણ ન મળે!

'જરૂરિયાત વધારો'ની બાંગ પોકારતી સંસ્કૃતિનાં આ પરિણામો આવતાં હોય તો મારે મારી જરૂરિયાતો ઉપર અંગાર મૂકવો જોઇએ.

એક પણ માનવબંધુ ભૂખ્યો રહે તો મને ભોજનનો અધિકાર હોય જ કેમ? મારે તેને ભાગ આપવો જ જોઇએ અને

એની ભૂખમાં ભાગ લેવો જ જોઇએ.

એક પણ માનવી વસ્ત્રવિહીન રહ્યો હોય ત્યાં સુધી હું રેશમ સૂતરથી મારા દેહને ઢાંકયે રાખું તો હું જનતાજનાર્દનનો અપરાધી ઠરું. ગાંધીજીનું કૌપીન એ માનવ જગતની વસ્ત્રરહિત સ્થિતિનું સમભાવી પ્રતીક છે.

અને મારી જરૂરિયાતોનો અંત કયાં? ઘોડાની ઝડપ ઓછી પડી એટલે મેં રેલગાડી ઉપજાવી. એ ગાડી પણ રસળતી લાગી એટલે હું વિમાન લાવ્યો. વિમાન કરતાં કશું વધારે ઝડપી નહિ હોય? વીજળી અને પ્રકાશની ગતિ હું મારા સ્થૂલ દેહને આપી શકું તો? વાહ! ઘણી ઝડપ....પણ એ ઝડપનો ઉદ્દેશ?

પૃથ્વી નાની પડતાં હું પૃથ્વી બહાર મારાં સૈન્યો લેઈ આખા સૂર્યમંડળનો ચક્રવર્તી થઇશ!

એટલે કે આજ મરે છે એના કરતાં વધારે માનવીઓને હું મારીશ! આજ ભૂખે મરે છે એના કરતાં વધારે મોટી સંખ્યામાં હું ભૂખમરો ફેલાવીશ! મારી જરૂરિયાત હું એટલી વધારી મૂકીશ કે બીજાને કશું મળશે જ નહિ!

પણ એનું નામ સુખ ખરું?

'જરૂરિયાત વધારો'ની ફિલસૂફી ઉપર આગળ વધેલી પ્રજાઓ આજ હવે કહેતી થઈ છે કેઃ—

માપીને જમો!

ઓછાં વસ્ત્રો પહેરો!

તમારાં ઘર, બંગલા અને મહેલો છોડવાની તૈયારી રાખો—છોડો જ છોડો. કાંતો ઘર ઉપર બોંબ પડશે કે બોંબથી તમારું રક્ષણ કરવાને બહાને સૈનિકો ઘર ઉપર પડશે!

ભોંયરાં બાંધો અને ત્યાં રહેવાની ટેવ પાડો.

બત્તી વગર ચલાવો.

મુસાફરી ન કરો.

જરૂરિયાત વધારો ! તમારી સંસ્કૃતિ ખીલશે ! એવી ફિલસૂફી શીખી–શીખવી પચીસ પચીસ વર્ષે આપણી બધી જરૂરિયાતો પાછી સંકેલી દેવાની હોય તો શા માટે મારે જરૂરિઆતો વધારવી ? માણસાઈનું અને અસંખ્ય માણસોનું ખૂન કરતાં યુદ્ધો રચવા માટે ?

મારી જરૂરિયાત વધારતાં હું બીજાની જરૂરિયાત વધારીને તે પૂરી પાડતો હોઉં તો જરૂર મારે તે વધારવી.

એનો અર્થ એટલો જ કે જો જરૂરિયાત વધારવી હોય તો ઉત્પાદન વધારવું; પરંતુ એ ઉત્પાદન એક જ વ્યક્તિ, એક જ દેશ કે એક જ પ્રજા સંઘરી બેસે તો એ જરૂરિયાત શાપ સમાન બની જાય છે. જે ઉત્પાદનમાં હું એકલો જ માલિક હોઉં એ ગંજીના કૂતરા જેવી માલિકી છે. એથી પણ વધારે ભૂંડી.

જે જરૂરિયાત એકની બની બીજા ઉપર સરસાઈ કરે એ જરૂરિયાત એક ગુંડાની, બહારવટિયાની જરૂરિયાત છે. ઝૂંપડીઓ ઉપર ગર્વથી ડોકાવતી હવેલીઓમાં સજ્જનો નથી રહેતા; ડાકુઓ રહે છે. સહુને હવેલી ન હોય ત્યાં સુધી એકથી હવેલીમાં ન જ રહેવાય. એ જરૂરિયાતને દાબી દેવી જોઈએ–દાટી દેવી જોઈએ.

જે ઉત્પાદન વહેંચીને વપરાય નહિ એ ઉત્પાદન ચોરીનો માલ છે–પછી એને અર્થશાસ્ત્રની ગમે તેવી ફૂલગૂંથણીમાં ગૂંથી દેવાય. હું ત્યારે જ મોટરકારની મોજ લેઈ શકું કે જ્યારે મારા પડોશીને પણ તે સરખા જ ઉપયોગ–અને ઉપભોગમાં આવતી હોય ! તેમ ન બને ત્યાં સુધી મારી કાર એ ચોરીનો

માલ છે અને હું એક નફ્ફટ ચોર છું.

જરૂરિયાત ત્યારે જ સાચી વધી કહેવાય કે જ્યારે જરૂરી ઉત્પાદન બધાને જ ભાગે વહેંચાતું આવે. ત્યાં સુધી મારાથી એક પણ જરૂરીયાત વધારી શકાય નહિ.

ગીતાવાક્ય આ જ સાચું પડતું લાગે છેઃ

યજ્ઞમાં હોમ્યા વગરનું સત્ત્વ એ ચોરી છેઃ યજ્ઞનું ઉચ્છિષ્ટ જ જમી શકાય. આપણે તો યજ્ઞમાં ઉચ્છિષ્ટ હોમનારા બન્યા છીએ! વધ્યુંઘટયું આપી આપણે દાનેશ્વરીનો દંભ રાખવો છે! એનું પરિણામ?

યજ્ઞમાંથી ચોરેલું, યજ્ઞમાંથી છૂપું રાખી સંઘરેલું સર્વ સત્ત્વ આજ કોઇ મહાયજ્ઞમાં હોમાતું દેખાય છે, જેમાં હોતા, હૂત અને યાજ્ઞિક સર્વને હોમાવું પડે છે.

મારો આજનો એ સંકલ્પઃ

મારી જરૂરિયાત હું બહુ જ ઓછી કરું. તો જ મારી ચોરી સંકુચિત બનશે. નહિ તો મારી જરૂરિયાતે ઊભી કરેલી સમૃદ્ધિની ઇન્દ્રજાળ જોતજોતામાં આટોપાઈ જશે—મારા સુધ્ધાં.

દેહ ટકે એટલી જ મારી જરૂરિયાત હો!

અને દેહ પણ એટલા જ માટે ટકે કે તે સર્વના ઉપયોગમાં આવે!

૬

# મારાં અભણ ભાંડુને હું ભણાવું

જરૂરિયાત ઓછી કરતાં મારી ઘણી પ્રવૃત્તિઓ ઘટી જશે, નહિ ? પ્રવૃત્તિઓ ઘટતાં હું શૂન્ય સંકુચિત માનવી બની જઇશ એ ભય શું સાચો છે ?

ભયથી તો હું મુક્ત થયો !

હું જરૂરિયાતોનાં બંધનથી મુક્ત થાઉં છું તે એટલા માટે કે બીજાઓની પૂરી ન પડતી જરૂરિયાત પોષવા માટે.

એવી કઈ પ્રવૃત્તિ ?

હા ! હા ! આપણું અજ્ઞાન આપણી પડતી દશાનું કારણ ગણાય છે.

હિંદમાં ભયંકર અજ્ઞાન પ્રવર્તી રહ્યું છે એમ કહેવામાં આવે છે.

અને એ સાચી વાત છે. સરકારના છાપેલા, પ્રસિદ્ધ કરેલા આંકડા જ આપણને કહે છે કે સોમાંથી દસ માણસો પણ ભણેલા હોતા નથી.

જે ભણેલા છે તેમાં પણ ઊંચા પ્રકારનું ભણતર નહિ. સામાન્ય સહી કરી જાણે, લખીવાંચી જાણે અને પોતાની માતૃભાષાના લખાણ માટે અન્યની સહાય સહી કરવામાં ન જોઈએ એવા ભણતરની આપણે વાત કરીએ છીએ. એટલું આછું પાતળું ભણતર પણ સોએ દસ માણસોમાં નથી.

ચોપડીઓ બહુ બહાર પડે છે, ચોપાનિયાં બહુ બહાર પડે છે, ગ્રેજ્યુએટો અને મેટ્રિક્યુલેટો થોકડાબંધ બહાર પડે છે એવી ફરિયાદો કરવાની આપણને બહુ ટેવ પડી છે. એ હકીકત આપણી બેકારી મટાડવાની અશક્તિને અંગે સાચી

હોય. તોય એટલી વાત તો ચોક્કસ કે ૩૮ કરોડ હિંદની વસ્તીમાં ૩૪ કરોડ માણસો તો આ હિસાબે હજી અભણ જ છે. જે કાંઈ સાહિત્ય, જે કાંઇ જ્ઞાન, જે કાંઈ કેળવણી, જે કાંઈ પુસ્તકો, જે કાંઈ પત્રો છે તે માત્ર ચાર કરોડ માણસોમાં જ વંચાયેલાં છે, અરે એમાંના પણ બહુ જૂજ ભાગમાં! ભણેલા ગણાતા બધા જ એના અધિકારી નથી એ ભૂલવું ન જોઈએ.

બાકીની ચોત્રીસે કરોડ માનવતા ઉપર અંધકાર ફેલાયેલો છે.

આવા અજ્ઞાનમાંથી આપણે દેશાભિમાન પ્રગટાવવું છે, સ્વાર્થત્યાગ પ્રગટાવવો છે, સ્વાતંત્ર્યની જ્યોત ઝળકાવવી છે, જગતની પ્રજાઓને મોખરે રહેવું છે, પરદેશની નાગચૂડમાંથી છૂટા થવું છે, નીચલા થરને ઊંચે લાવી તેનાં સંસ્કાર અને સમૃદ્ધિ વિપુલ બનાવવાં છે.

કઈ અજ્ઞાન પ્રજા–કઈ અભણ પ્રજા આજ અગ્રણી છે? હિંદ તો નથી જ. રશિયાએ અજ્ઞાન ટાળ્યું એટલે આજની નવીનતાને પણ એ દોરવણી આપે છે. વીસ વર્ષ પહેલાં રશિયા આપણા જેટલું જ અજ્ઞાન હતું.

આવા વ્યાપક અજ્ઞાનનું ફળ હિંદના આપણે જ્ઞાનીઓ પણ ચાખી રહ્યા છીએ. હિંદીઓ બૂમ મારે છેઃ સ્વરાજ આપો! મુસ્લિમો બૂમ મારે છેઃ પાકિસ્તાન અમે લેઇશું જ લેઇશું!

જે બૂમની પાછળ બળ નથી એ બૂમ સાંભળવા લાયક હોય જ નહિ. ચાર કરોડ બૂમ મારનારની પાછળ ચોત્રીસ કરોડને વાચા ન હોય તો એ બૂમ અરણ્યરૂદન બની રહે! ભણેલી જનતાને આજ કોણ સાંભળે છે? રાજસત્તા તો નથી જ સાંભળતી. શા માટે એ સાંભળે?

અને એ ચારે કરોડ ભણેલી ગણાતી જનતાનો મોટો ભાગ પાછો અવ્યવસ્થિત, ઉપરચોટિયું અને નિરૂપયોગી ભણતર ભણેલો! એટલે એનું બળ તો શૂન્યતાની પાસેનું જ હોય!

સરકાર ભણાવતી નથી એમ પોકાર કરી આપણે બેસી રહેવાનું છે ?

સરકારી નિષ્ણાતો અબજો રૂપિયા ખર્ચવાની અને નિદાન અડધી સદી સુધી વિસ્તાર પામે એવી શિક્ષણયોજના ઘડી લાવ્યા છે !

યુદ્ધ પછી એ યોજના અમલમાં આવશે—જો ખેતીવાડી કમિશનના નિવેદનની માફક એ સુંદર નિવેદન માત્ર રહેવાનું ન હોય તો. સુખી, ભારે પગારના, વાચાળ જ્ઞાનીઓ મોટે ભાગે અજ્ઞાન પ્રજા ઉપર જ જીવે છે અને પરદેશી સત્તા સાથે હાથ મિલાવી દેશ ઉપરનું ભારણ વધાર્યે જાય છે—જો કે દેશદાઝની વાત કરતી વખતે પરદેશી સત્તાને ગાળો દેવામાં, એ જ્ઞાનીઓ પરસ્પર હરીફાઈ કરતા હોય છે.

ખાદીધારી વેપારીઓનાં અને ખાદીધારી જમીનદારોના બંગલાઓ બંધાવી રહેલાં ટોળાં તરફ સહજ દૃષ્ટિ કરવી બસ થશે.

એમનું જે ભણતર હોય તે. એનો ઉપયોગ અજ્ઞાનીઓના શોષણમાં જ થાય છે.

વકીલોની ફી, ડૉકટરોનો દીમાગ, નોકરિયાત ભણેલાઓઓનો ઘમંડ અને દેશદાઝથી પ્રેરાતાં કહેવાતાં પત્રોની વિષવાણી: આ બધા ભણતરના નમૂના અજ્ઞાન દૂર કરવા શું કરે છે ? એ ખરે વિચારવા જેવું છે.

પરંતુ બીજા કોઈએ શું કર્યું એ જોવાની કે દેખાડવાની તમન્ના કરતાં મેં—એક સહજ ભણેલાએ—શું કર્યું એ જ જોઉં જાણું તો બસ નહિ થાય ?

મેં કોને જ્ઞાન આપ્યું ?

મેં કેટલું અક્ષરજ્ઞાન આપ્યું ?

મેં કેટલું અક્ષરજ્ઞાન વધાર્યું ?

ઘન અંધકારમાં એકાદ કિરણ પણ હું પ્રેરી શકયો ?

ના.

મારા પડોશમાં સૂતાર છે, પથ્થરઘડિયા છે, માટીમાંથી વાસણ ઘડનારા છે, શાક વેચી ગુજરાન કરતા શ્રમજીવીઓ છે, ઘરકામ કરનારા છે, દળણાં દળતી મજૂરણો છે, અને તેમનાં ઘરમાં–તેમની ખોલીમાં–સહુ અભણ છે.

મારા ઘરમાં નોકર છે–અરે, નોકરોનાં ટોળાં છે, ગાડીવાળો છે, ધોબી છે, રસોઈયો છે, દૂધવાળો છે. એ સહુ અભણ છે. એમના ઘરમાં અજ્ઞાન ઘટ્ટ બની રહ્યું છે.

એથી આગળ હું જતો નથી. મારી પાસે જ મારી આસપાસ ફરી વળેલાં આ અંધકારનાં મોજાં હું ઉલેચી નાખું તો?

બહુ મોટો આદર્શ ન રાખું. નિદાન એક વર્ષમાં ચાર અભણ બંધુઓને હું ભણેલાં બનાવું તો?

એક ભણેલો હું ચાર માનવીઓને ભણાવું.

ચાર કરોડ ભણેલાં આટલું જ કરે તો બે વર્ષમાં આખું હિંદ અભણપણાના આરોપમાંથી ઊગરી ન જાય?

ચાર કરોડથી એ ન બને. સેવાભાવના, દેશદાઝ, માનવબંધુતાનો પોકાર કરનાર–પોકાર સમજી શકનાર બે કરોડ હિંદવાસીઓ આ હિસાબે ચારેક વર્ષમાં દેશના અજ્ઞાનને જડમૂળથી દૂર કરી શકે.

એ સ્વપ્ન સાચું પડે એવું નથી શું?

એક જ માર્ગ. બીજાઓ શું કરે છે એ હું નહિ વિચારું.

હું તો આજે એક જ સંકલ્પ કરું:

મારાં અભણ ભાંડુઓમાંથી ચારને તો હું એક વર્ષમાં વાંચતાંલખતાં બનાવીશ જ. બીજા ભોગ મારાથી ન અપાય. ભલે ન અપાય. આટલો એકાદ કલાકનો હું ભોગ આપું તો મારું ભણતર સાર્થક થશે.

તે સિવાય મારું ભણતર ફોક છે.

૭

# ઓ પ્રભુ! મને તારું એકલાનું શરણ લેવા દે!

પયગંબર મુહમ્મદ સાહેબની જયંતી પ્રસંગે એક મસ્જિદમાં ભેગી થયેલી હિંદુમુસ્લિમ જનતાના મેળાવડામાં થતાં વ્યાખ્યાનોમાં એક વાર તાળી પડી, અને સહુએ તે ઝીલી લીધી. એ સભા હતી. નવી ઢબની હિંદુમુસ્લિમ જનતાની ભેગી સભા હતી અને હિંદુમુસ્લિમ ઐક્ય વધે એ ઉદ્દેશથી ભરવામાં આવી હતી. પયગંબર મુહમ્મદના વિશિષ્ટ અનુયાયી બન્યા વગર પણ એ મહાપુરુષને અંજલિ આપી શકાય છે. ઇસ્લામ એ માનવજાતનો એક મહાધર્મ છે અને એના સંસ્થાપક માનવજાતની એક મોંઘી મિલકત છે એટલું તો ઇસ્લામનો ધર્મ અંગીકાર કર્યા વગર પણ કહેવું જ જોઇએ. એ મહાપુરુષની મહત્તાના વર્ણનપ્રસંગે તાળી પાડવાનું મન થાય એ સ્વાભાવિક છે.

પણ એક મુસ્લિમ બિરાદર આવી તાળીઓથી નાખુશ થયા અને તેમણે પોતાની નાખુશી જાહેર પણ કરી. છતાં બીજી વાર તાળી પડી—આછીઆછી. ઇસ્લામ ધર્મનું એ તાળી પડવાથી અપમાન થયું માની ત્યાંથી ગુસ્સે થઈ તેઓ ચાલી જવા લાગ્યા. મહામહેનતે તેમને મનાવી સભામાં બેસાડ્યા. મૂળ મિયાં અને તેમાં ગુસ્સે થયા. પછી પૂછવું શું? જો કે ત્રીજી વાર તાળી પડવાની જ ન હતી.

કુરાનમાં તાળી પાડવાની મના કરી છે કે કેમ તે મને યાદ નથી. મેં ઘણી સભાઓ જોઈ છે—હિંદુમુસ્લિમની ભેગી—પયગંબર સાહેબની જન્મજયંતીની પણ—અને તેમાં ઘણી

તાળીઓ પડતી સાંભળી છે; મુસ્લિમોએ તાળી પાડી છે. પરંતુ કોઇએ આવો વાંધો લીધો જાણ્યામાં નથી.

મને વિચાર આવ્યો.

તાળી પડતી સહી લેવામાં સાચી ધાર્મિકતા? કે તાળી પાડનાર ઉત્સાહી જનતા પ્રત્યે ક્રોધ કરવો એમાં સાચી ધાર્મિકતા? તાળીનો ઉદ્દેશ પયગંબર સાહેબ પ્રત્યેના માનદર્શનનો જ હતો. એ માનનું હાર્દ સમજી એ મુસ્લિમ બિરાદર શાન્ત રહ્યા હોત તો તેમની ધાર્મિકતા શું ઘટી જાત?

ઈસ્લામનો અર્થ કોઈ કરે છે 'શાન્તિસ્થાપના.' કોઈ કરે છે 'પ્રભુની ઈચ્છા પ્રત્યે સંપૂર્ણ અધીનતા.' પયગંબરના માન અર્થે પડેલી તાળી સાંભળી ધ્રૂજી ઊઠતો મુસ્લિમ સાચો ઈસ્લામધર્મી છે? એણે કરેલા નિર્ણય અનુસારની ઢબ સિવાયની કોઇ ઢબે પયગંબર સાહેબ પ્રત્યે માન પ્રદર્શન કરવામાં આવે તેમાં પયગંબર સાહેબનું શું અપમાન થાય છે? મુહમ્મદ શું એકલા ઈસ્લામીઓના જ છે? વિધર્મીઓને એમના પ્રત્યે માન હોઈ શકે જ નહિ? અને માન દર્શાવવું હોય તો એક ઝનૂની ઈસ્લામી કહે એ જ ઢબે દર્શાવવું જોઇએ શું?

પરંતુ આ પ્રશ્નો એકલા ઈસ્લામ કે ઈસ્લામીને જ પૂછવાના નથી. સર્વ ધર્મના અનુયાયીઓ પાસે આ અને આવા જ પ્રશ્નો મૂકી શકાય એમ છે.

હિંદુ, ખ્રિસ્તી અને બૌદ્ધધર્મીઓ ધાર્મિક મંતવ્યોની દૃષ્ટિએ ઈસ્લામીઓની હારમાં જ બેસી જાય એમ છે. ધર્મછાપ સહુને એક પ્રકારની ઝનૂનએકતા અને વિચિત્ર વિપરીત સામ્ય અર્પી રહી છે.

सर्वं खल्विदं ब्रह्म કહી પોતાની ઉચ્ચતામાં રાચતા એક

હિંદુના મંદિરમાં હિંદુના જ એક વિભાગ અંત્યજને પ્રવેશ નહિ. પ્રભુને પતિતપાવન કહી કૃતકૃત્ય થનાર અંઘોળિયો હિંદુ શૂદ્રનો પડછાયો પડતાં ક્રોધ કરતી વખતે સાચો હિંદુ રહે છે ખરો ? ક્રોધથી ઊપજતી આભડછેટ અંત્યજસ્પર્શની આભડછેટ કરતાં ઓછી અપવિત્ર તો નથી જ. રોજ દેવદર્શન કરી ટીલાંટપકાંથી મુખ શોભાવી પોતાને પવિત્ર માનતા હિંદુને એમ નહિ લાગતું હોય કે શૂદ્ર અને અંત્યજ કરતાં ક્રોધ વધારે અપવિત્ર છે? ક્રોધને ચાંડાલ કહ્યો છે એ ભાવિક હિંદુ પ્રત્યેક પળે વીસરી જાય છે અને એની પ્રત્યેક અંઘોળે એ અહિંદુ બનતો જાય છે. ક્રોધનાં પૂર ઉપર પૂર ચઢ્યા પછી એ હિંદુ શી રીતે રહી શકે?

'અહિંસા પરમ ધર્મ છે' એવો આગ્રહ રાખનાર જૈન કીડીઓને લોટ નાખે! ભલે એ શુભ કૃત્ય છે. માકણની ભૂખ ભાંગવા એ ભાડુ આપી માણસને માકણ ભરેલે ખાટલે બાંધી સુવાડે! એ વળી એથી પણ વધારે શુભ કૃત્ય! માકણની આવી દયા જૈન વગર કોણ ખાય? અને માકણને ચરાવવા માણસને ખાટલે બાંધવાની દયાભરી યોજના જૈન વગર કોણ વિચારે? ભલે! પણ એ દયાભાવ વખાણતી વખતે જૈનને એમ યાદ નહિ આવતું હોય કે વ્યાજનાં વ્યાજ લઈ પોતાના જ માનવ બંધુઓને ભિખારી બનાવી ભૂખે મારવામાં જૈનત્વનો ધ્વંસ થાય છે? સાચી અહિંસા શું પશુપક્ષીની સૃષ્ટિ આગળ અટકી જવી જોઇએ? વ્યાપાર કરતી વખતે જૈનો સાચા જૈન મટી જાય છે એ તેમને કોણ સમજાવે? અને સમજાવે તો તેઓ સમજે ખરા? અને ન સમજે એ વખતે તેઓ જૈનધર્મી નથી રહેતા એમ કોઈ કહે તો તેમની અહિંસા જાગ્રત રહે ખરી?

આખી માનવજાતનું પાપ માથે વહોરી લઈ તેના પ્રાયશ્ચિતમાં જીવતે દેહે ખીલા ઠોકાવી પ્રાણની આહુતિ આપનાર મહાસંત ખ્રિસ્તનું અનુયાયી પશ્ચિમ ! એ પશ્ચિમ શું આજ ખ્રિસ્તી ધર્મ પાળે છે? ખ્રિસ્તી ધર્મની દસ આજ્ઞાઓમાંની એક પણ આજ્ઞા પાળી ન શકતી ખ્રિસ્તી કહેવાતી પ્રજાઓ ભલે મંદિરોમાં જાય, ઘૂંટણિયે પડે, પ્રાર્થના કરે, ઘંટ વગાડે! છેલ્લાં બે વિશ્વયુદ્ધ ખ્રિસ્તી પ્રજાઓના અધર્મની કલગી સમાં છે. આખી માનવજાતને ખ્રિસ્તી બનાવવા મથતી પશ્ચિમ સંસ્કૃતિનાં મૂળમાંથી ખ્રિસ્તીત્વ ઘસાઇ ધોવાઈ સમૂળ ભુંસાઈ ગયું છે. ખ્રિસ્તી જ્ઞાન આજ ઘમંડી બન્યું છે, ખ્રિસ્તી વિજ્ઞાન આજ વિનાશક બન્યું છે; ખ્રિસ્તી સંસ્કાર આજ શાપિત બન્યા છે. પશ્ચિમના–ખ્રિસ્તી પશ્ચિમના વિશ્વવ્યાપી સંપર્કના પાપમાં આજ આખી માનવજાત હોમાઈ ગઈ છે. આજે જગતભરની પ્રજાઓ વિમાસી રહી છે કે આ ગોરું પાપ જગતને ક્યાંથી લાગ્યું ! આ યુદ્ધદાવાનલો અને સંહારલીલા ઈસુના બોધમાંથી પલ્લવિત થયાં શું ? ખ્રિસ્તી ધર્મકલ્પ્યું સ્વર્ગ જો હોય તો જરૂર ઈસુ ત્યાં પોકારતો હશે જ કે આજની ખ્રિસ્તી પ્રજા મારી અનુયાયી નથી જ નથી ! આજ સાચો ખ્રિસ્તી કોણ ? હીટલર ? ચર્ચીલ ? રૂઝવેલ્ટ ? કે અત્યાચારો ઉપર આશીર્વાદ વરસાવતો પાદરી ? પ્રભુ પોતાના પક્ષમાં છે એમ માનનાર અને મનાવનાર આજનો કોઈ પણ ગોરો સ્વાર્થી મુત્સદ્દી ખ્રિસ્તી તો નથી જ. બીજું એ ગમે તે હોય ! અને ખ્રિસ્તી હોવાનો ઢોંગસ્વાંગ ગમે તેટલો કરતો હોય !

અને....બૌદ્ધધર્મી જપાન ? રાજપાટ, સુખવૈભવ અને સંસારવ્યવહારને મૂકી જગતકલ્યાણ માટે તપસ્વી બનેલા બુદ્ધના અનુયાયીઓને આજ સામ્રાજ્યો વિસ્તારવાં છે ! અખ્રિસ્તી

બનેલા પશ્ચિમના પ્રતિધ્વનિ સરખું જપાન આજ અણુદ્ધ બની ગયું છે! સંહારની કલામાં પશ્ચિમની સરસાઈ કરતાં કરતાં તે પોતાનો ધર્મ વીસરી ગયું છે.

આ સર્વધર્મીઓ કરતાં ધર્મઉદાસીન કે નાસ્તિક રશિયનો શા ખોટા? ધર્મને જરા પણ વચમાં લાવ્યા વગર એ બીજા ધર્મિષ્ઠો કરતાં વધારે ઉચ્ચ કક્ષાની સફળતા મેળવી રહ્યા છે. સાચો ધર્મ એ અધર્મીઓનો? કે આપણા ધર્મનિષ્ઠોનો?

આપણે હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી કે બૌદ્ધધર્મીઓમાંથી સાચો ધર્મ પાળીએ છીએ એમ કહેનાર અસત્ય ઉચ્ચરીએ છીએ. આજની ધર્મબદ્ધ જનતા ધર્મમૂઢ છે, ધર્મથી વિમુખ છે, ધર્મની શરમ છે, ધર્મનું તિરસ્કૃત હાસ્ય છે. આજનો હિંદુ, આજનો મુસ્લિમ, આજનો ખ્રિસ્તી, આજનો બૌદ્ધ પોતપોતાના ધર્મને પિછાનતો જ નથી, એટલે પોતાના ધર્મને પાળતો જ નથી.

એ પાળે છે તે ધર્મ નહિ પણ ધર્મરોગ છે.

આટઆટલા ઉચ્ચ કહેવાતા ધર્મોનું અસ્તિત્વ હોય છતાં માનવ જાતને સંહાર, દુષ્કાળ અને સંકટમાં એક ક્ષણ પણ શા માટે વ્યતીત કરવી પડે? આ તો વર્ષોનાં વર્ષોની યાતના! વીસમી સદીનું એક પણ પંચક યુદ્ધ, રોગ કે દુઃખ વગરનું ગયું હોય એમ કોઈ બતાવી શકશો? અને છતાં આપણે ધર્મી છીએ એમ આપણે માનીએ છીએ.

સાચા ધર્મપાલનમાં સંતોષ હોય. જગત અશાન્તિને ઉછાળે ચઢ્યું છે. સંતોષ કોઈના દિલમાં નથી.

સાચો ધર્મ સુખ આપે. સુખનાં સાધનો જેમ વધતાં જાય

છે તેમ દુઃખનો દરિયો વિશાળ અને ઊંડો બનતો જાય છે. એટલું જ નહિ, આપણે દરિયામાં ડૂબકાં ખાઇએ છીએ, અને ધર્મતૂંબડું આપણને જરાય તારતું નથી.

સાચા ધર્મમાં બંધુભાવ હોય! માનવી માનવી વચ્ચે પ્રેમ હોય! આપણા બંધુભાવમાં આજ ઓટ આવી ગઈ છે. આપણા પ્રેમ ઉપરછલ્લા બની ગયા છે. કયા હિંદુને મુસ્લિમ પ્રત્યે પ્રેમ છે? કયો ઇસ્લામી હિંદુને ભાઈ બનાવી શકયો છે? અરે! એક જ ધર્મી ખ્રિસ્તીઓ કે એક જ ધર્મી બૌદ્ધો પરસ્પર ખૂને ચઢ્યા છે! એકે ધર્મ સાચો રહ્યો નથી—કારણ ધર્મને પાળનાર કોઈજ સાચું નથી. ધર્મ પણ આજ તો એક મહારોગ બની ગયો છે.

એ જ ધર્મરોગ હિંદુમુસ્લિમ ઝઘડા કરાવે છે.

એ જ ધર્મરોગ ખ્રિસ્તીઓને ખૂને ચઢાવે છે.

એ જ ધર્મરોગ બૌદ્ધોને બિહામણા રાક્ષસ બનાવે છે.

એ જ ધર્મરોગ જૈનોને આર્થિક કાળભૈરવનું સ્વરૂપ આપે છે.

એ જ ધર્મરોગ યહૂદીને આર્થિક નાગ બનાવી મૂકે છે.

શા માટે મારે આમાંના એક પણ ધર્મરોગ પ્રત્યે મમત્વ રાખવું? આમાંના એક પણ ધર્મનો મને ખપ શો? એ જાતે જ રોગ છે! એ મને મુક્ત શું બનાવશે?

આજનો મારો સંકલ્પ એ જ કે:

સર્વ ધર્મોનો પરિત્યાગ કરી, ઓ પ્રભુ! મને તારું એકલાનું જ શરણ લેવા દે!

૮

# એકલપેટા ધનનો મને સ્વપ્ને પણ સ્પર્શ ન હો!

મારી પાસે એક ફૂલ પડ્યું છે.

સાથે જ એક રૂપિયો પણ પડ્યો છે.

રૂપિયો ન જાય એની હું કાળજી રાખું છું.

પુષ્પ કોઈ લેઈ જાય તો હું તેને લેઈ જવા દઉં છું.

પરંતુ મારી સામે એક મહા પ્રશ્ન ચીતરાય છે.

'પસંદ કરી લે! જીવનભર તને એક જ વસ્તુ મળશે. પુષ્પ અગર રૂપિયો.'

હું શું પસંદ કરીશ?

પુષ્પ, રૂપિયો નહિ.

જે જીવનમાં પુષ્પ વગરના રૂપિયાનો ઢગલો સામે આવવાનો હોય એ જીવનમાં સૌરભ શાની?

એક રૂપિયાનાં બશેર ગુલાબ ભલે આજ આવતાં. પરંતુ એ રૂપિયો જ્યારે એક પણ ગુલાબ ન અપાવે ત્યારે કોની કિંમત વધારે?

ગુલાબની જ. આપણે જરા સાચું મૂલ્યાંકન કરવા પ્રયત્નશીલ થઈએ.

મારી પાસે ધનનો ઢગલો છે. રેતીના રણમાં હું ચાલ્યો જાઉં છું. ધનનો ઢગલો મારી જોડે જ ચાલે છે. મને તૃષા લાગે છે. એ તૃષા ઉગ્ર બની જાય છે. પૈસે કે બે પૈસે સામાન્યતઃ પાણીનું બેડું મેળવનાર હું બે રૂપિયા, બસેં રૂપિયા, બે હજાર રૂપિયા, બે કરોડ, અને અંતે બે અબજ રૂપિયા આપી પાણીનો પ્યાલો મેળવવા મથું છું!

પાણીના પ્યાલાની કિંમત મારા ધનભંડાર કરતાં અહીં વધી જાય છે. આ સ્થળે કોણ વધારે કીમતી?

કરોડપતિ ધનવાન? કે પાણીનો પ્યાલો મેળવી શકતો કોઈ વણઝારો?

બંગાળના કે ઓરીસાના ઉપવાસીને પૂછોઃ

'તને શેર બાજરી આપું? કે શેર સોનામહોર?'

એ મણભર સોનામહોરને ઠોકર મારી શેર બાજરી ઝડપી લેશે.

જીવનની પહેલી જરૂરિયાત અન્ન! ધન નહિ.

સંતતિરહિત એક ધનિકે ગામડામાં રહેતા કોઈ સગાના બાળકને શહેરમાં પોતાના ભવ્ય મહાલયે નોતર્યું. ઝૂંપડીમાં રહેતું એ બાળક માબાપવિહોણા મહાલયમાં ઝૂરવા લાગ્યું. ઝૂંપડીએ પાછું વાળ્યું ત્યારે એના મુખ ઉપર ઉલ્લાસ દેખાયો. આ બનેલી વાત છે. નિત્ય બને છે.

મહેલ ઝૂંપડી કરતાં વધારે મોટો, વધારે કીમતી, વધારે સુખસગવડવાળો.

પણ તે પેલા બાળક માટે નહિ! બાળકને મન એની ઝૂંપડી વધારે પ્રશસ્ત, વધારે મૂલ્યવાન અને વધારે સુખદ હતી. સુખસગવડનાં મૂલ્ય બાળકને મન જુદાં હતાં!

એક ગાયિકા રાજદરબારના ઠઠેરામાં ગાઈ હજારોનાં ઈનામ મેળવે છે અને વગર ઇનામે અજમેરના ઉરસમાં ગાય છે. બંને પ્રકારના સંગીતનો ભેદ નોંધ્યો છે?

ઈનામ વગરનું ઉરસમાં થતું સંગીત વધારે ચઢિયાતું હોય છે. કારણ?

રાજદરબારમાં સંગીતનું મૂલ્ય છે.

અજમેર શરીફની દરગાહ પાસેનું સંગીત અમૂલ્ય છે. માટે તે ચઢિયાતું છે.

આમ

રૂપિયા કરતાં પુષ્પ ચઢે;

પૈસા કરતાં પાણી ચઢે;
ધન કરતાં અન્ન ચઢે;
મહેલ કરતાં ઝૂંપડું ચઢે;

ભાડૂતી સંગીત કરતાં દિલથી અપાતું સંગીત ચઢે. છતાં આપણો યુગ ધનપૂજક બની ગયો છે. ધન એ માલ, સુખ, સાધન, સગવડની અદલાબદલી કરવાનું કાટલું—અનાજ, કાપડ, મકાનની અદલાબદલી કરવાની કુંકરી! એ કુંકરીને, એ કાટલાને આપણે દેવ બનાવી બૂતપરસ્ત બની ગયા છીએ અને ખોટા દેવના પૂજનમાં સુખ, સગવડ અને સંતોષ એ સઘળું ગુમાવી બેઠા છીએ.

ધનનું આ નાનકડું સાધન આપણી સિદ્ધિ બની ગયું છે. જાદૂગરો ધનને ફૂલકા માફક ફુલાવે છે, અને એ ફૂલકા પરપોટા માફક ફૂટી જાય છે. ધન જોતજોતામાં અધન બની જાય છે! હોવી જોઇએ એના કરતાં ધનની કિંમત આપણે વધારી દીધી છે.

એ ધન વિપુલ બન્યું છે, સર્વત્ર ફરતું બન્યું છે; છતાં આજ સર્વત્ર દુષ્કાળ ફેલાઈ રહ્યો છે. જગતની ભૂખ ભાગે એટલું અનાજ હોવા છતાં જગત ભૂખે મરે છે. ધનપૂજાનું આ એક પરિણામ. ચાના બગીચાઓની કથની સાંભળી છે? ધનપૂજને ધનને માનવરુધિરથી રંગી દીધું છે. બગીચાને તે વધસ્થાન બનાવી રહ્યું છે.

સહુ સુખથી રહી શકે એટલી જમીન છે, એટલાં મકાનો છે, એટલો સરંજામ છે. તો ય જગતનાં અસંખ્ય માનવીઓને રહેવા ઘર નથી, પહેરવા વસ્ત્ર નથી અને ખાવા અન્ન નથી. કારણ એટલું જ કે ધનના ઢગલા કરી તે ઉપર ધનિકો નાગ બની ચઢી બેઠા છે!

ખાદી પહેરી, અસહકારનું નામ લેઈ તાળીઓ ઝીલતા

અનેક કહેવાતા દેશસેવકો આજ ધનપૂજનમાં યુદ્ધપૂજન કરી રહ્યા છે ! એમની શરમ સુકાઈ ગઈ છે. આપણી આસપાસ એમને જોઈ શકાય છે ?

અને એ જ ધનભક્તિ–અંધ ધનભક્તિમાં તેલ, લોખંડ, રબર, કોલસાના ઈજારદારો જગતનું મહાભારત રચાવી કરોડો માનવીઓને પાયમાલ કરી રહ્યા છે !

જગતને સંસ્કારી બનાવનાર સ્મરણીય પુરુષોમાંથી કોઈ ધનિક હતો ખરો ?

ઈસુખ્રિસ્ત એટલે ગરીબમાં ગરીબ યહૂદી !

બુદ્ધ એટલે રાજપાટ છોડી રાજીખુશીથી ગરીબ બનેલો એક ભિખ્ખુ !

મુહમ્મદ એટલે ઉપવાસ કરતો એક ફકીર !

શંકર એટલે સાતમે વર્ષે સન્યસ્ત સ્વીકારી ચૂકેલો અકિંચન બ્રાહ્મણ !

ધનની અંધપૂજા ધનને રાક્ષસ બનાવે છે. ધનની સાચી કિંમત ધનને લક્ષ્મી બનાવે છે.

આજ તો ધન સંહારનું, સંતાપનું, અશ્રુનું, અસૂયાનું મૂળ ઝરણ બની ગયું છે. એની આસપાસ ચંદ્રની ચાંદની નથી; અમાસની કાળાશ છે. આજનું ધન શાપિત ધન છે.

આજનો મારો સંકલ્પ:

જે ધન રુધિરથી છંટાયલું હોય, આંસુથી ભીંજાયલું હોય, અસૂયાની કાલિમાથી કલંકિત બન્યું હોય એ ધન મને ન મળો !

ભલે હું ભૂખ્યો હોઉં, ઘર વગરનો હોઉં, વૈભવ વગરનો હોઉં. આજના કાળા ધનથી ધનિક હોવું એના કરતાં ધન-વિહીન ઉપવાસી હોવું એમાં વધુ ગૌરવ છે !

સહુ, સાથે સાથે, ભેગા મળી, આનંદથી વાપરી ન શકે એવા એકલપેટા ધનનો મને સ્વપ્ને પણ સ્પર્શ ન હો !

૯

## હું ખાદી નહિ પહેરું !

આજે હું એક અવનવો સંકલ્પ વિચારી રહ્યો છું.

મારાથી ખાદી ન પહેરાય! હું ખાદી નહિં પહેરું! મહાત્માજીની કારાવાસમુક્તિ મને એ સંકલ્પ તરફ ઘસડી જાય છે.

ખાદી એટલે વિશુદ્ધ ગરીબી–ગર્વિષ્ઠ ગરીબી.

મેં તો ખાદી પહેરીને બંગલાઓ બંધાવ્યા છે, કંપનીઓ કાઢી છે, પેઢીઓ કાઢી છે અને લાખો મેળવી હું કરોડોની કમાણીનાં સ્વપ્ન જોઈ રહ્યો છું. અને હું તેનો ગર્વ સેવું છું. શી ઝડપથી, કેવી સિફતથી મેં શૂન્યમાંથી સેંકડો અને સેંકડોમાંથી લાખો ઉપજાવ્યા છે!

અને તે યુદ્ધને સ્પર્શતા જ ધંધામાંથી! આજ બીજો કયો ઉદ્યોગ હોઈ શકે? ગૃહઉદ્યોગ–ગાંધીપ્રિય ગૃહઉદ્યોગમાંથી લાખો મજૂરોને હું મારી મિલમાં લઈ આવ્યો છું! પડતું આખડતું મારું કારખાનું આજે ઝાકઝમાળ બની ગયું છે!

શા માટે નહિ? હું નહિ તો બીજો કોઈ એ ઉદ્યોગ હાથ કરી લેત. પછી હું શો ખોટો છું?

જરૂર પડયે હું જેલમાં પણ જાઉં–મારો બાહોશ ભાઈ કે દક્ષ દીકરો મારો ધંધો ધપાવ્યે રાખે એમ છે. અને તે પણ શુદ્ધ ખાદી પહેરીને! મહાત્માજીનાં દર્શન માટે ઊલટતાં ટોળાંમાં હું મને જ અનંતરૂપે વિસ્તરેલો જોઉં છું. બધા જ ધનપતિ........

પરંતુ મહાત્માની જય પોકારતી વખતે મને જરા ચમક થઈ આવી.

મારાથી આ ખાદી પહેરાય? ખાદી અને ગરીબીને સંબંધ! મારે અને ગરીબીને જરાંય સંબંધ છે ખરો?

કારમાં બેસી, કુટિર નામ આપેલા મારા મહેલમાં પ્રવેશતી વખતે મને ફરી વિચાર આવ્યોઃ

ખાદી પહેરવી એ મને શોભે ખરી?

ખરે, હું ખાદી નહિ પહેરું! ખાદીનો હું અધિકારી નથી.

.... .... ....

હું નેતા છું–અરે કહો કે હું સેવક છું. નેતૃત્વ તો મને સેવાના ફળ રૂપે મળ્યું છે.

સ્વચ્છ ખાદીની ધોતી, સ્વચ્છ ખાદીની કફની, પ્રસંગાનુસાર જવાહીર જેકેટ અને જરા વાંકીબાંકી–પણ બગલાની પાંખ જેવી સ્વચ્છ ગાંધી ટોપી પહેરી સદાય ગંભીર ચિંતનમાં રહેતો, મુખ ઉપર કૃપાભર્યું સ્મિત લાવી લળી લળી નમસ્કાર કરતો, જરા ચીપીને શુદ્ધ ભાષાઉચ્ચારણ કરતો હું નેતા છું–અરે સેવક છું!

જે ખાદી નથી પહેરતા એ પામરો પ્રત્યે મને ઘૃણા–દયા ઊપજે છે. ઘૃણા ન ઊપજવી જોઈએ એમ મારો ગાંધીવાદ મને કહે છે એટલે મને દયા ઊપજે છે એમ કહું છું.....

જે ગાંધીવાદથી વિરુદ્ધ હોય એ દુષ્ટો....शांतं पापम्.... મારાથી આવું બોલાય નહિ....એ અજ્ઞાનીઓ પ્રત્યે મને તિરસ્કાર....નહિ નહિ....જરા રોષ ઊપજે છે....અને પુણ્યપ્રકોપ તો ગાંધીજી પણ ક્યાં નથી કરતા? જરા ઉગ્ર બનીને બોલું તો એમ નહિ માનતા કે હું ક્રોધ કરું છું. ગાંધીજીને પગલે ચાલીએ તો હું પુણ્યપ્રકોપ કરું છું!

મારી જમીનદારી સાચવતી વખતે, મારા વ્યાજવટાવનો હિસાબ કરતી વખતે, મારા ગણોતિયાઓ પાસે પટા લખાવી

લેતી વખતે, મારા અસીલોની ફી ઠરાવતી વખતે અને મારા દર્દીને ઘેર દવાનાં બિલ મોકલતી વખતે હું રાષ્ટ્રવાદી, ગાંધીવાદી, મહાસભાવાદી ખાદી ન ધારણ કરનારા પ્રત્યે બહુ જ કુપિત બનું છું; પરંતુ તે પુણ્યપ્રકોપ જ. અને જો કે મેં તો કેટલાય વખતથી કાંતવા વણવાનું બંધ કર્યું છે, પરંતુ મારી નેતાગીરી–અરે મારી સેવા સ્વીકારનાર વર્ગ શા માટે એ બંધ કરી રહ્યો છે એ સમજાતું નથી.

હું બહુ વ્યગ્ર અને ઉગ્ર રહું છું. ભાષણ કરતી વખતે રાજ્ય વિરુદ્ધ, અમલદારો વિરુદ્ધ અગર મૂર્ખ મવાલો અને એથી વધારે મૂર્ખ જહાલો–સામ્યવાદીઓ સામે મારાં તીખાં વજ્રબાણો છોડું છું ત્યારે મને લાગે છે કે હું દેશ માટે લડતો સાચો બાણાવલી અર્જુન છું. તાળીઓના ગડગડાટથી સ્વર્ગનાં દ્વાર ઊઘડ્યાં એમ મને લાગે છે અને અમલદારોની પુષ્પહાર લેવાની પ્રથા સામે પૂરા પ્રહાર કર્યા પછી સભામાં હું જાતે જ પુષ્પહાર સ્વીકારવા સંકોચ–પણ પૂર્ણ ઇચ્છા–સહ મારું મસ્તક આગળ ધરું છું ત્યારે સ્વર્ગનાં પારિજાતકનો પરિચય હું અનુભવું છું. કદી કદી કોઇ સ્વદેશી રંગબેરંગી ચુંદડી પહેરેલી બહેન કે બહેનો મને પુષ્પથી વધાવી લે છે ત્યારે સ્વર્ગની અપ્સરાઓ દેવીઓ મારે વધામણે આવી હોય એમ મને ભાસ થાય છે. દેશ હજી આગળ વધતો નથી એનું કારણ એ જ કે કોઇ મારાં કથનને અનુસરતું નથી.......

પરંતુ ગાંધીજીનું દર્શન મને એક મહા પ્રશ્ન ઉપજાવી રહ્યું છે. ગાંધીજીના અનુયાયીઓમાં મારું સ્થાન અગ્રસ્થાન. પરંતુ હું જ મારા કથનને અનુસરું છું ખરો?

મેં મારી કેટલી મિલકત છોડી?

મેં વાણી ઉપર કેટલો સંયમ રાખ્યો?

મેં વિરોધીઓને વર્ણવતાં તેમના પ્રત્યે કેટલો પ્રેમ સેવ્યો?

ગાંધીજીને નિહાળતાં મને લાગે છે કે એમની નિષ્ફળતાનું કારણ હું જ છું. સેનાપતિનો પરાજય એટલે સૈનિકોની બેવફાઈ. ગાંધીજી જેટલીવાર કેદમાં જાય છે એટલી વાર મને લાગે છે કે એ બ્રિટિશ સલ્તનત નહિ પણ હું હિંદી જ મહાત્માને કેદમાં ઘસડી રહ્યો છું !

મારી મિલકતને સાચવવા પૂરી તજવીજ કર્યા પછી ગાંધીવાદનો ભક્ત બની સહુ વિરોધીઓ પ્રત્યે વાણીના પ્રહાર કરવાનું જ મુખ્ય કાર્ય કરતો હું સાચો ગાંધીવાદી હોઈશ ખરો?

અને મને જ્યારે શંકા જ ઊપજી છે ત્યારે મારાથી ગાંધીની અદૃશ્ય પણ કાયમ છાપવાળી ખાદી પહેરાય ખરી ?

ખાદી એટલે અજાતશત્રુત્વ.

ખાદી એટલે સ્વાર્થત્યાગ.

ખાદી એટલે વિરોધીઓ પ્રત્યે પૂર્ણ પ્રેમ.

હું ખાદી નહિ પહેરું. કારણ ખાદીસૂચિત ગુણ મારામાં બીજાને તો દેખાયા નથી જ, પરંતુ મને સુધ્ધાં તે દેખાતા ઘટી ગયા છે.

* * *

એ તો ઠીક. પણ મને–એક નવા શૂરવીરને ઓળખ્યો ?

હું રાષ્ટ્રવાદી પત્રકાર, પત્રલેખક, સમાચાર પૂરા પાડનાર ભોમિયો, ગુપ્ત છતાં પ્રગટ અને સહુને ગભરાવતો છૂપો–છતાં જાહેર વીર !

હું ખાદીધારી છું અને મારું વિશેષ લક્ષણ જોવું હોય તો એકાદ પોર્ટફોલિયો કે ચામડાનું પાકીટ એ મારાં નિત્ય

સાથી ! એ સ્વદેશી કે પરદેશી તે પૂછશો નહિ.

હું ખાદીધારી એટલે મહાસભાવાદી–ગાંધીવાદી. ગાંધીને ‘બાપુ’ કહી તેમને મળ્યો હોઉં કે ન મળ્યો હોઉં તો પણ તેમની નજીકતા સૂચવનાર હું પત્રકાર યોદ્ધો.

સમાજમાં મારું કયું સ્થાન એ પૂછશો નહિ.

મારો પાછલો ઇતિહાસ તપાસશો નહિ.

હું કેટલું ભણ્યો છું એની સાથે કોઇને કશી લેવા-દેવા નથી.

મેં કોની પાસેથી કેટલા પૈસા પડાવ્યા એ પૂછવાની હિંમત કરશો નહિ.

જો એ તરફ નજર કરી છે તો....મારી કલમમાંથી અગ્નિ વરસાવીશ, રેતીમાં નાવ ચલાવીશ, ભલભલાની આબરૂ ઉપર હું પાણી ફેરવીશ, સ્પષ્ટ નહિ લખાય તો વ્યંગમાં અને સૂચનમાં સહુની ખબર લઈ નાખીશ, અને તમારા વિરોધીઓને વાંચવાં ગમે એવાં નિંદાનાં નગારખાનાં હું વગાડીશ. છેવટે સોનામહોરથી મારું મુખ બંધ કર્યે જ તમારો છૂટકો !

મેં જે માન્યું એ સત્ય. બીજાના સત્યની મને શી પરવા ?

હું જે કહું એ જ બનાવ; પછી ભલે એ ન બન્યો હોય !

મારી કલમ જે લખે એ બ્રહ્માક્ષર. બ્રહ્મા કરતાં હું વધારે રસિક સૃષ્ટિ સર્જી શકું છું !

પત્રોની સચ્ચાઈ માટે ભલે લોકો શંકા લાવે અને માત્ર કલ્પના કે ગપાષ્ટક કરતાં એની વધારે કિંમત ન ગણે. એનો પ્રચાર કેટલો થાય છે એ જુઓ અને પછી એની કિંમત કરો. જેને ઉદ્દેશીને ટીકા કરીએ છીએ તેમના હૃદયની ઊથલપાથલ

વિચારો અને પછી એની અસર માપો.

અમે રાષ્ટ્રને સવારસાંજ ઘડીએ છીએ. અલબત, 'બાપુ'ને નામે કૈંકને ભાંડી નાખીએ છીએ !

કાળી બૂમ, કાળો પોકાર, કાળોકેર અને કાળો કળકળાટ થતાં હોય કે ન થતાં હોય પણ અમે એની લહાણી કરીએ છીએ. 'ગટર મુકાદમ' એકલી મિસ મેયોને જ કહેવાની ધૃષ્ટતા કેમ કરો છો ?

અમને ખાદીધારી ધનુર્ધરોને જો કાંઈ પણ તમારી ખામી લાગી તો જોઈ લેજો પત્રોની કટારો !

અને હવે તો 'બાપુ' છૂટ્યા છે! અમને પાણી ચઢ્યાં છે.

પણ રાખો. 'બાપુ'ને જોતાં થોડા પ્રશ્નો કેમ હૃદયને મથે છે ?

'બાપુ' એક મહાપત્રકાર છે.

એમના પત્રમાં સમાચાર જ નહિ.

એમના પત્રમાં વ્યક્તિનું વગોવણું જ નહિ.

એમના પત્રમાં જાહેરાત જ નહિ.

એમના પત્રમાં વગર તોળ્યો એક બોલ નહિ, વ્યંગ નહિ, સૂચન નહિ, અસ્પષ્ટ ધૂળઉછાળ નહિ.

કારણ—'બાપુ' સત્યને ઢાંકવા માગતા નથી.

અને અમે 'બાપુ'ને નામે રાષ્ટ્રવાદી કહેવાતા પત્રકારોનાં પત્રો, સમાચારો, ટીકાઓમાં સત્યનો કેટલો આગ્રહ રાખતા હોઇશું ?

અમે ખાદીધારી છીએ.

'બાપુ'ની ખાદી એટલે અહિંસાપ્રેરક ખાદી.

અમારાં લખાણો વિરોધીઓમાં જ નહિ પણ મિત્રોમાં પણ હિંસા પ્રેરે છે....

ગાંધીજીની ખાદી એટલે વેરઝેરનો અભાવ.

અમો પત્રકારો જરાય વેરઝેર ફેલાવીએ છીએ ખરા ?....

ખાદી એટલે સત્ય.

અમારા સમાચારોનાં કે ટીકાનાં સત્ય અમે તોળ્યાં છે ખરાં ?........

થોભો, હું જરા ખાદીનાં વસ્ત્રો બદલી નાખું.

સત્ય અને અહિંસાનો આશ્રય લીધા વગરનું ખાદીપરિધાન નિષ્ફળ નીવડ્યું છે.

વેરઝેર ઊભાં કરવામાં મેં ભજવેલો ભાવ જોતાં મારાથી ખાદી પહેરાય જ નહિ.

મારો આજનો સંકલ્પ :

હું આજથી ખાદીનો ત્યાગ કરું છું.

કારણ ખાદી ધારણ કરવાની મારી માનેલી પાત્રતા એ મારે માટે અને જગતને માટે એક ભ્રમ છે.

હું ખાદી નહિ પહેરું !

## ૧૦

# હું જરાક શાન્તિ સેવું !

મારે બહુ ઉતાવળ છે. અગત્યનું કામ છે, ઝડપનું કામ છે, રોકી શકાય નહિ એવું કામ છે. હું દોડીને તે કરી શકું તો વધારે સારું. મને દોડવા દો–હસશો નહિ.

હું દોડીને જમી લઉં. અરે, નહિ જમું તો પણ ચાલશે. ખિસ્સામાં, ડબ્બામાં, ટિફિનકૅરીઅરમાં જે હોય તે મૂકી આપો ને! મારે બહુ ઉતાવળ છે.

નવ પંચાવનની લોકલ હું ચૂકી જઈશ તો? એના કરતાં કઈ આફ્ત મોટી ગણાય? હિટલર આફ્રિકામાં હાર્યો, ઇટલીમાં હાર્યો, રશિયામાં હાર્યો અને ફ્રાન્સમાં હારતો દેખાય છે. છતાં એ હજી જીવતો છે. જો એ નવ પંચાવનની લોકલ ચૂક્યો તો થઈ રહ્યું! એને તમે જીવતો જોઈ શકશો નહિ! પચીસ વર્ષથી હું એ લોકલ વખતસર પકડતો આવ્યો છું–દોડીને. મને અત્યારે દોડવા દો. હું લોકલ નહિ પકડું તો.... સૂર્ય અને પૃથ્વી આથડી પડશે!

... ... ...

હું બાર વર્ષે મૅટ્રિક થયો, સાહેબ! બાર વર્ષે! અત્યારે સોળમે વર્ષે હું બી. એ. ની તૈયારી કરી રહ્યો છું. મારાં ચશ્માંનો નંબર બહુ ચઢી ગયો છે એમ? જેમ ભણવામાં હું આગળ છું તેમ ચશ્માના નંબરમાં પણ હું આગળ હોઉં તો એમાં ખોટું શું? મારા વર્ગમાં વીસ વીસ વર્ષના–બાવીસ બાવીસ વર્ષના–અરે સત્તાવીશ–અઠ્ઠાવીસ વર્ષના વિદ્યાર્થીઓ છે. એ લોકો કેવા લાગે છે? શા માટે એ વખતસર ઝડપથી પોતાનો અભ્યાસ આટોપતા નથી? મને ભણી લેવા દો! ઝડપથી, ઉતાવળે, દોડતાં દોડતાં! બી. એ., એમ. એ.,

એલએલ. બી., બાર–ઍટ–લૉ, આઈ. સી. એસ....દોડો.....દોડો! અરે મને જ દોડવા દો!

... ... ...

પહેલાં ફેરી કરતો હતો હું, મહેરબાન! અને આજ? મને વાત કરવાની ફુરસદ નથી. આ તો તમે મારો ઇતિહાસ જાણવા માગો છો એટલે આટલી પણ વાત કરું છું. બાકી ટેલીફોન, લેણદેણ, આપ્યા લીધા, લેવાલી વેચવાલી, તેજીમંદી, રૂ, ચાંદી અને સરસવ, એ સિવાય કશી જ વાત કરવાની મને ફુરસદ નથી. મારે કેટલાં બાળકો છે એમ પૂછો છો? રાખો, હું ગણી બતાવું...સરસ બંગાળી ઘાટનાં નામ છે....હેમંત, હિમાંશુ, વર્ષા....અરે ભાઈ, મને એ પૂછવા કરતાં છોકરાંની માને જ પૂછોને! પેલો ફોન વાગી રહ્યો છે! હું જવાબ આપી લઉં....કુલ કેટલાં બાળકો એ પણ મને યાદ નથી. મારે ઘણી ઉતાવળ! ઝડપ ન રાખી હોત તો અમદાવાદ, મુંબઈ, નાગપુર, કાનપુર, કલકત્તા અને મદ્રાસમાં મારી મિલો કેમ ચાલતી હોત? અને મિલો સિવાય પણ બીજું કેટલું બિઝનેસ!

આનંદ? મારું મન ખૂબ આનંદમાં રહે છે! મહાબળેશ્વર, ઉટી, મસૂરી, કાશ્મીર અને....બીજે કયાં? અરે ઘણી ઘણી જગાએ મેં બંગલાઓ–કહો કે મહેલો–ઊભા કર્યા છે! પણ એનું અભિમાન જરાય નહિ! કોઈનું નામ ગોકુળ, કોઈનું નામ વૃંદાવન એમ પ્રભુની યાદી....રાખો! દાર્જીલીંગમાં એક બંગલાનો સોદો કરી લેવો છે તેનો તાર કરી દઉં! ઝડપથી.... ઝડપ વગર કશું બને જ નહિ!

આનંદનાં સાધનો તો જોઈએ એટલાં! એક પછી એક માગો તે મળે! પણ ઝડપથી હોં! કારનાં ઠોઠાં તો જોઇએ એટલાં પડ્યાં છે! બગીચો પણ છે! કયાં ફૂલ થાય છે? એ તો ભાઇ, માળી જાણે...સંગીત નૃત્ય પણ ખરું. પણ ઘરમાં

બૈરાં એ ન જાણે....ચાલો ત્યારે સાહેબજી! મારે ખાંડની એક મિલ ખરીદ કરવી છે, અને એ માટેની 'એપોઇન્ટમેન્ટ' બે મિનિટમાં જ છે....મને અંગ્રેજી બોલતાં નથી આવડતું એમ ન માનશો. ઝડપ....દોડીને....હું મિલ લેઈ લઉં.

... ... ...

હું સાત વર્ષનો હતો ત્યારે આ કવિતા મેં લખેલી! ટાગોર અને ન્હાનાલાલનો ટચ એમાં લાગે છે ને?

પછી તો દસ વર્ષની અંદર મેં દસેક હજાર કવિતાની લીંટીઓ લખી. જુઓ આ થોકડો–આપના મુખ ઉપર આશ્ચર્ય દેખાય છે, નહિ? હજી વધારે આશ્ચર્યની ઘટના હું તમને કહું. દસથી પંદર વર્ષ સુધીમાં મેં કેટલી નવલકથાઓ લખી તે કહું? વર્ષની ઓછામાં ઓછી બે. એટલે અત્યારે દશ નવલકથાઓ તૈયાર છે! મુનશીને ટક્કર મારે એવી.

ટૂંકી વાર્તાઓ અને લેખો તો હું પછી બતાવીશ! તમારા મુખ ઉપર આશ્ચર્ય દેખાય છે કે કંટાળો? હાસ્ય? ઉત્તેજન આપવાને બદલે મારા જેવા પંદર વર્ષની ઉમરના બાલ મહાસાહિત્યકારને હસવું હોય તો તમે જાણો! હું તો કહું છું કે આ સાહિત્યરત્નો જેમ બને તેમ ઝડપથી છપાવી કાઢો! તમને–અને મને પણ–માન મળશે, જગતમાં આપણી સાહિત્યપ્રતિષ્ઠા ઝબકી ઊઠશે. વીસ વર્ષે તમે મને પરિષદનો પ્રમુખ બનાવી શકશો, અને બાવીસમે વર્ષે તો હું 'નોબેલ પ્રાઇઝ' જીતી લાવી ગુર્જરીનું ગૌરવ વધારીશ. ઝડપ કરો. ઉતાવળ કરો. મારી કવિતા, વાર્તા, નવલિકા, લેખો, દોડીને પણ છાપી કાઢો! મારામાં ચોવીસે કલાક પ્રેરણા ઊભરાયલી જ રહે છે! ચાલો–અરે દોડો!....હું પ્રસિદ્ધિમાંથી રહી ન જાઉં!

... ... ...

ઝડપ–ઝડપ–ઝડપ....આજ અહીં, કાલ ત્યાં, પરમ દિવસે ત્રીજે સ્થળે એમ સભાઓ ગોઠવી કાઢો. હું આવી ભાષણો કરી જઇશ, ખાદી અને રેંટિયાનો મહિમા કહી સંભળાવીશ, સરકાર અને એના અમલદારોને ઝાળ લાગે એવાં વચનો સંભળાવીશ, અને ‘વંદેમાતરમ્’ ગાઈ ગવરાવી હું ચોથા સ્થળે ચાલ્યો જઇશ. ઉતાવળા થાઓ–સ્વરાજ્ય....ઓ ચાલ્યું! ઓ ચાલ્યું! ઝડપ કરો, દોડો, પકડી લો!

એમાંથી તોફાન છમકલાં થાય તો તેમાં મારી શી જવાબદારી? અહિંસાની ઢાલ પહોળી છે.

પોલીસે કરેલાં નિવેદનો ખોટાં છે અને હું કદી આમ બોલ્યો નથી એમ પુરવાર કરી હું અદાલતને ઘણી વાર થાપ આપી આવ્યો છું! પછી બોલ્યો હોઉં ગમે તેમ!

લોકોમાં કેટલું બળ આવ્યું એ જોવાની મને ફુરસદ નથી.

ટોળાં કેટલી શિસ્ત પાળી શકે છે એનો અંદાજ કાઢવા બેસું તો હું આળસુ બની જઈશ.

ખાદી અને રેંટિયાનો ઉપયોગ કેટલો થાય છે એ તમે સ્થાનિક કાર્યકરો જુઓ. એવી વિગતોમાં મારાથી રસળતા રહેવાય એમ નથી. અને મને તો તકલી–રેંટિયા માટે વખત જ ક્યાં છે?

જે અહિંસા ઉપર ભાર મુકાય છે એ અહિંસાએ કેટલાં વેરઝેર ઓછાં કર્યાં એનો તાગ કાઢવો હોય તો ગાંધીજી કાઢે! મને ફુરસદ નથી. મારે હજી ત્રણ ભાષણો કરવાનાં રહ્યાં છે અને ચાર વર્તમાનપત્રોમાં ગળકદાર ખબરો આપવાની છે.

ઝડપ....ઉતાવળ....દોટ મૂકો! તે વગર સ્વરાજ્ય મળે એમ નથી.

ચાલો—દોડો હજી ઝડપથી.....દેહ, જીભ અને કલમ એ ત્રણેને હું દોટ મૂકતાં રાખું છું!

... ... ...

આમ હું જીવનમાં ઝડપ માગી રહ્યો છું. ખાતાં, પીતાં, વાંચતાં, કામ કરતાં, આનંદ ભોગવતાં, અરે, નિદ્રામાં પણ મારે ઉતાવળ કરવી છે! પ્રેમ પણ હું ઝડપથી કરું તો ઠીક! હડફટમાં જે આવ્યું તેની સાથે પ્રેમ! સ્થિરતાપૂર્વક પ્રેમ થાય ખરો?

પરંતુ એ ઝડપ મને કયાં લઈ જાય છે?

પશ્ચિમ બહુ ઝડપથી આગળ વધ્યું. વીસપચીસ વર્ષના ગાળામાં પશ્ચિમની ઝડપે એને બે જગતયુદ્ધ આગળ અટકાવી દીધું! ઝડપી સંહાર એ પશ્ચિમની ઝડપનો બદલો!

પૂર્વ પણ એ વહેણમાં જ છે!

મારી ઑફિસે જવાની ઝડપે મને કારકુનમાંથી શિરસ્તેદાર બનાવ્યો! અને હું રજા ઉપર જાઉં છું તો મારી ઑફિસ મરણ પામતી નથી!

ઝડપથી ભણી હું આઈ. સી. એસ. થયો, વકીલ થયો, ડૉકટર થયો, અમલદાર થયો! ભણતરની ઝડપે હિંદની ગરીબાઇ ઓછી કરી લાગતી નથી. ઊલટ એ ગરીબી વધી છે.

મારી ઝડપથી વધેલી દોલતે ઝૂંપડીઓની સંખ્યા ઓછી કરી હોય એમ દેખાતું નથી. અરે, મારો ઝડપી આનંદ મને અસંતોષ ઉપજાવી રહ્યો છે.

સાહિત્યમાં પણ અતિ ઝડપે આગળ વધવાની મારી ઇંતેજારીએ મને ભવ્ય શબ્દસમૂહ, ઊર્મિ-ઉડ્ડયન, કે જીવંત કલ્પનાચિત્ર હજી આપ્યું નહિ. બહુ બહુ તો હું પાંચ વર્ષ, દશ વર્ષ સાહિત્યદેહે જીવતો રહું છું. મારી ઝડપનું આ પરિણામ!

સ્વરાજ્યની પવિત્ર ઝંખના મને સતત પ્રજાળતી રહે એ સાચું. પરંતુ એ મેળવવાની ઝડપમાં હું શું મેળવી શક્યો? છેલ્લાં વીસ વર્ષનો ઇતિહાસ મને હજી સ્વરાજ નજીક લઈ ગયો દેખાતો નથી. ઊલટ હિંદુ મહાસભા અને મુસ્લિમ લીગ એમાંથી જન્મ્યાં અને જોરાવર બન્યાં. પ્રજાને આદર્શ મળ્યો, પણ એને તાકાત નથી મળી. એ તાકાત વગરની દોડ મને તણખલા સરખો બનાવી રહી છે. આજનો રાષ્ટ્રવાદ પરપોટાનું સંગ્રહસ્થાન બની જતો દેખાય છે. રંગબેરંગી ખરો, પણ ઝટ ફૂટી જાય એવો. સાબુના પરપોટા સરખો....

... ... ...

જરા ઉતાવળ ઓછી કરું તો?

મારા હૃદયમાં હું નજર કરું.

એ નજર કરવા જેટલી હું શાન્તિ મેળવી લઉં.

વરસમાં એકાદ મહિનો અને દિવસમાં અડધો કલાક હું શાન્તિથી બેસું, મારા નિત્યવ્યવહાર વિસારે પાડું, અને મારી ઉતાવળ, ઝડપ અને દોડનું શું પરિણામ મારા ઉપર તેમજ સમાજ ઉપર આવ્યું તેનો સહેજ વિચાર કરી જોઉં.

ગાંધીજી મૌન પાળે છે, પ્રાર્થના કરે છે.

એમના જેટલો હું વહેમી ભલે ન હોઉં. પણ મારી અતિ હોંશિયારી અને મારી પૂર્ણ નાસ્તિકતા મને રોજ કલાક અડધા કલાકની શાન્તિ તો મેળવવા જ દેશે.

મારી સર્વ પ્રવૃત્તિઓ છોડી હું પા કલાક, અડધો કલાક, કલાક નિત્ય જરા શાન્તિ સેવું એ મારો આજનો સંકલ્પ.

પા કલાકની શાન્તિએ મને ઝાંખું ઝાંખું બતાવ્યું છે કે આપણી ઉતાવળ, આપણી ઝડપ, આપણી દોટ એ આપણી શક્તિ નથી. આપણને લાગુ પડેલા હડકવાનાં એ લક્ષણો છે!

## ૧૧

# મને મારામાં સંતોષ હો !

**आत्मन्येवात्मनातुष्ट ।**

નિત્ય અડધા કલાકની શાન્તિ મને એટલું તો સ્પષ્ટ કરી આપે છે કે હું અશાન્તિનો ભંડાર છું.

અને એ અશાન્તિ ક્યાં, ક્યાંથી, કેવી કેવી ફૂટી નીકળે છે!

.... .... ....

મને નોકરી મળી ન હતી ત્યારે નોકરીની મને તાલાવેલી લાગી હતી. નોકરી વગર મને શાન્તિ વળશે નહિ એમ જ હું માની બેઠો હતો. રાતદિવસ એ જ ઝંખના. ખાવું, પીવું, સુખ-મોજ, કુટુંબકબીલો એ બધું જ હું વીસરી ગયો હતો એ ઝંખનામાં.

હવે નોકરી મળી. પણ મને સંતોષ નથી, શાન્તિ નથી, કરાર નથી. મારા બરોબરિયાને બાજુએ મૂકી, મારા ઉપરીઓને ટપી જઈ નોકરીની ટોચે હું ક્યારે જઈને બેસીશ એ ઝંખનામાં મેં મારી નિદ્રા ખોઈ નાખી છે.

મેં કૈંક કલેકટરોને ગવર્નરની ગાદી માટે ઝૂરી મરતા જોયા છે, અને એક ગવર્નર બનેલા ગૃહસ્થ વાઈસરોય ન બની શક્યા માટે રાષ્ટ્રવાદી બની ગયેલા જોયા છે. એમની રાષ્ટ્રિયતા એમની અસંતુષ્ટ અંગત ઝંખનામાંથી જન્મ પામી છે. એમને હિંદની હાકેમી મળે તો તેઓ દેશને વેચવામાં આનાકાની નહિ કરે.

.... .... ....

મારી પાસે ધન ન હતું. ધનને માટે હું વલખાં મારતો હતો. ધન મળે તો અનેક સુખસાધનો વસાવવાની ઝંખનામાં હું દિવસરાત જોતો નહિ.

આજ હું ધનિક ગણાઉં છું. પહેલા વર્ગમાં મુસાફરી કરું છું. બંગલો અને કાર હું ભોગવી શકું છું. સુખસાધનો નથી એમ કહી શકાય નહિ.

છતાં મને સુખ દેખાતું નથી. अशान्तस्य कुतः सुखम्। એ વાક્ય અનુસાર મને–અશાન્તને સુખ ન જ હોય.

પણ મારે અશાન્તિ કેમ?

એક બંગલે બસ થતું નથી.

બે કાર ઓછી પડે છે.

ત્રણ મિલોનો માલિક હું કેમ ન થાઉં?

ચાર ધનાઢ્યો મારી આસપાસ એવા છે કે જેમને મારે મારા કરતાં વધારે ધનાઢ્ય માનવા જ પડે છે!

હું મફત ગગલ થાઉં કે વાલચંદ હીરાચંદ?

હું બીરલા બનું કે ટાટા?

અને તેથી પણ આગળ બઢું તો કેવું?

કસ્તુરભાઈ લાલભાઈ કે દેવકરણ નાનજી....છટ્!

મને–મારા હૃદયને આ વિચાર કોરી ખાય છે.

આ ઝંખનામાં હું રાત્રે સતત સટ્ટા બજારનાં જ સ્વપ્ન જોઉં છું–મારી સુંદર પત્ની પાસે હોવા છતાં!

ધનના ડુંગર ઉપર બેઠો છું, પણ એ ડુંગર હજી વધારે મોટો કેમ બનતો નથી?

એક વખત તો સ્વપ્નમાં મેં મેરુ પર્વત મારા તાબામાં આવેલો જોયો—મેરુ ઉપર વસતા દેવ નહિ !

.... .... ....

હું શિક્ષક હોઇને માત્ર વિદ્યાર્થીઓને જ સોટી ચમચમાવી શકું છું ! તે પણ હવે ઘટતું ચાલ્યું. હું ફોજદાર હોત તો કેવી મઝા આવત ! સટાસટ ચારે પાસ સોટીઓ વીંઝી કાઢત.

.... .... ....

આ ફોજદાર બનીને મેજિસ્ટ્રેટનાં કેટલાં ખાસડાં ખાધાં એ કોઇ જાણે છે ? બધું કરજો, પણ કદી પોલીસની નોકરી કોઈ પત ન કરશો ! સહજ ધોલઝાપટ કરીએ તો કહેશે મહા જુલમ થયો ! તેમ ન કરીએ તો કહેશે આ તે પોલીસ કે પથરો !

.... .... ....

મેજિસ્ટ્રેટ તો ગુનો થાય ત્યારે સત્તાધીશ ! પણ આ મુલ્કી અમલદારોનો તોર જુઓને ! જ્યાં જ્યાં જમીન ત્યાં ત્યાં જમીનમહેસૂલ ! અને જ્યાં જ્યાં મહેસૂલ ત્યાં ત્યાં મુલ્કી અમલદાર ! ઈશ્વર જેવી જ એમની સત્તા—સર્વવ્યાપક....

.... .... ....

સત્તા ? અરે, સાચી સત્તા જોવી હોય તો ઈશ્વર બીશ્વરને બાજુએ મૂકો અને નજર નાખો પેલા હિટલર અને મુસોલીની ઉપર ! પેલા ચર્ચીલ કે રૂઝવેલ્ટ ઉપર ! એનું નામ સત્તા....

એમ ?

સત્તાધીશ મુસોલીની ઇટલીના આકાશમાંથી અસ્ત પામ્યો !

હિટલર યુરોપના આકાશમાંથી આથમી જવાની તૈયારી કરે છે !

રૂઝવેલ્ટ પ્રમુખસ્થાન માટે ઉમેદવારીનાં પત્રકો ભરે છે!

પણ ચર્ચીલ? ગયા યુદ્ધને વિજયી બનાવનાર લૉઇડ જ્યોર્જ આજ જીવતો છે છતાં એને કોઇ સંભારતું પણ નથી. ચર્ચીલની હસતી કુંપળને લૉઇડ જ્યોર્જ કહી શકે કે—

'મુજ વીતી તુજ વીતશે!'

અને આ બધા સત્તાધીશોની સત્તાનો અંજામ લાખો માનવીઓનાં મરણ, કરોડો માનવીઓની આફત અને અબજોની મિલકતના વિનાશમાં આજ તો આવ્યો છે! શિક્ષકની સોટીથી માંડી સરમુખત્યારોની શિક્ષા સુધીનો સત્તાવાદ હજી કોઈને શાન્તિ આપી શક્યો નથી.

મારા હૃદયમાં રહેલો મુસોલીની મને મારા ઘરનો જુલ્મગાર બનાવે છે.

મારા હૃદયમાં રમતો હિટલર મારા વિરોધીઓને યહૂદી બનાવી એ સહુની કતલ કરવા મને લલચાવે છે.

મારા હૃદયમાં વસતો રૂઝવેલ્ટ તટસ્થતાનો ડોળ કરી મારા નિર્બળ ચીન સરખા પડોશીઓ ઉપર મારો આર્થિક ભાર મૂકવા મને પ્રેરે છે.

મારા હૃદયને પ્રેરતો ચર્ચીલ મારું અને મારાં કુટુંબીઓનું વર્ચસ્વ ચિરંજીવી બનાવવા મને પ્રેરે છે.

અને એમાં હું સફળ થતો નથી અને રાતદિવસ ઊંઘતો પણ નથી.

.... .... ....

આમ ધંધો, નોકરી, ધન, સત્તા મને મળે છે છતાં હું અશાન્ત છું.

મને સારી પત્ની ન મળી! લાયકને લાયક માન મળે છે એ વીસરી હું દુઃખી થાઉં છું.

મને સારી પત્ની મળી! રખે મારા સિવાય એની સામે કોઇ નજર કરે એ ભયમાં હું રાતદિવસ એનો ચોકીદાર બની ઉજાગરા અને ઉપવાસ કરું છું!

મારી અશાન્તિ મટતી જ નથી.

હું કોઈ સભાનો સભ્ય થાઉં છું. એ સભ્યપણાનો લાભ લેતા પહેલાં એની વ્યસ્થાપક મંડળીમાં ધૂસવા પગતોડ કરું છું. તેમાં દાખલ થયા પછી મંત્રીપદ માટેના ધખારામાં હું આકાશપાતાળ એક કરી નાખું છું. અને પછી તો પ્રમુખસ્થાન માટે પંચાગ્નિ ધિકાવી મૂકું છું.

તો ય શાન્તિ તો નહિ જ! એ પ્રમુખસ્થાન મારે માટે કાયમનું રહે એ અર્થે મધરાતે સ્મશાનમાં જઇ આખી ભૂતાવળ મારી સહાયમાં લઉં છું!

એ ભૂતાવળ મારું પ્રમુખસ્થાન કદાચ સાચવે, મારી શાન્તિ તો નહિ જ!

આમ ધ્યેય સિદ્ધ ન થયું હોય ત્યારે અને સિદ્ધ થયું હોય ત્યારે પણ હું અસંતોષી, અશાંત અને અસ્થિર જ રહું છું.

કારણ સુખ સિદ્ધિમાં પણ નથી, અસિદ્ધિમાં પણ નથી.

સુખ એ કોઈ પરતત્ત્વ છે; વસ્તુમાં તે નથી, વસ્તુના ઉપભોગમાં તે નથી, વસ્તુના ઉદ્‌ભવમાં તે નથી, વસ્તુના નાશમાં તે નથી.

તો પછી મારા અર્ધા કલાકની શાન્તિ મને એક જ માર્ગ બતાવે છે.

જે સ્થિતિમાં હું છું એ જ સ્થિતિ સારામાં સારી છે.

સામાન્યતામાં, ગરીબીમાં જીવી શકાય છે, આનંદ કરી શકાય છે, ઉચ્ચતા પ્રાપ્ત કરી શકાય છે.

જગતના વૈભવ, જગતની સત્તા અને જગતની દેખાતી સગવડ માટે હું મારી શાન્તિ શા માટે ગુમાવું?

હું જેવો છું તેવો રહેવામાં મને સંતોષ હો!

મને જે મળ્યું છે એ મારે માટે પૂરતું છે!

મને જે નથી મળ્યું એ મારે માટે બિનજરૂરી છે!

સંતોષ નહિ તો શાન્તિ નહિ!

મને મારામાં, મારા વર્તમાનમાં સંતોષ હો! એ આજનો મારો સંકલ્પ.

## ૧૨

# સંકલ્પ સિદ્ધ કરવાની મારામાં શક્તિ હો!

એક વર્ષ થવા આવ્યું. પ્રત્યેક માસે મેં એક એક સંકલ્પ તો કર્યો.

હું વિચાર કરું છું, એમાંથી કેટલા સંકલ્પો ફળ્યા?

એ કયા કયા સંકલ્પો હતા? લગભગ અગિયાર સંકલ્પો થયા, નહિ?

મારે મુખે કદી કોઈની ટીકા ન થાઓ! મન, વાણી અને કલમથી પણ નહિ.

મને ભય ન હો! દુઃખ, મોત, નિર્ધનતા અને અપ્રતિષ્ઠાનો તો નહિ જ.

મારો દેહ વજ્રનો બનો! વજ્રદેહી બનવા માટે હું અખાડા, મેદાન, પહાડ અને નદીતળાવને મારા જીવનવ્યાપારમાં જોડી દઉં.

મારી વાસના બ્રહ્મચર્યથી સંયમિત હો! એકલી વાસના જ નહિ; મારી ઊર્મિ, મારી કલ્પના અને મારી સૌન્દર્યભાવના પણ બ્રહ્મચર્યથી સંયમિત હો! કારણ બ્રહ્મચર્યરહિત કામવાસનામાંથી ચીઢવતો આનંદ, ખીજવતું સુખ અને અતૃપ્ત રાખતો ઉપભોગ ફલિત થાય છે.

દેહ ટકે એટલી જ મારી જરૂરિયાત હો! એથી વધારાની જરૂરિયાત પૂરી પાડતાં હું સભ્ય ચોર, શિષ્ટ ડાકુ અને માનવંત લોભી બની જાઉં છું.

મારાં અભણ ભાંડુને હું ભણાવું! સહુથી પહેલી જરૂરિયાત

એ છે કે અજ્ઞાનમાં ફસાયલા હિંદને આંખ આપવી. કેળવણી વગર એ નહિ બને. હું તો મારાં ચાર અજ્ઞાન ભાંડુઓને જ્ઞાન આપી બાજુએ રહું, વધારે નહિ.

જે ધર્મની છાપ લેઈ હું અવતર્યો છું એ છાપને ભૂંસી હું સર્વ ધર્મના કેન્દ્રરૂપ એક પ્રભુનું જ શરણુ માગું! આજે ધર્મ એક મહારોગ બની ગયો છે.

એકલપેટા ધનનો સ્પર્શ પણુ મને ન થાઓ! સહુ સાથે સાથે, ભેગા મળી આનંદથી વાપરી ન શકે એ ધન લક્ષ્મી નથી, એ ધન લોહી ચૂસતી ચુડેલ છે.

ખાદીઢાંકયા દેહની અંદર સમાયલાં કલુષિત તન અને મનને વિચારી હું ખાદીને અભડાવું નહિ. એના કરતાં ખાદી ધારણુ કર્યાનો ઢોંગ મૂકી દેવો સારો! છાપાં, તિલક અને તુલસી-માળા પાછળ સંતાઈ રહેલા શયતાનનું નવું આવર્તન કરવાની જરૂર ખરી? ધર્મધતિંગ અને દેશસેવાધતિંગ એ બન્ને સગાં ભાંડુ! તિલક કરી ધર્મઘમંડ સેવનાર અને ખાદી પહેરી દેશસેવાના ઈજારાના દંભ સેવનાર બન્નેએ પ્રગતિને પાછી પાડી છે. એટલે પાત્રતા વગર ખાદી પહેરી હું એ પરમ વિશુદ્ધ વસ્ત્રને વગોવું તો નહિ જ.

હું જરા શાન્તિ સેવું. સ્નાયુઓને, તંતુઓને, ઝણુઝણુતા રાખતી અશાંત અને ઉગ્ર–પ્રવૃત્તિમાંથી જરા ખસી શાન્તિના શ્વાસ લેઈ મારી પ્રવૃત્તિઓનો હિસાબ પણુ કાઢું.

એ હિસાબ મને એટલું તો સ્પષ્ટ કરી આપે છે કે મારે અસંતોષી બનવાનું કાંઈ કારણુ નથી. જે પરિસ્થિતિમાં ઈશ્વર, કુદરત કે સંજોગ મને મૂકે એ પરિસ્થિતિ મારે માટે પૂરતી ઇષ્ટ છે. હિટલર જેવો હું સરમુખત્યાર ન બનું, ચર્ચીલ જેવો

મુત્સદ્દી ન બનું, ટાગોર જેવો સાહિત્યકાર ન બનું, ટાટા જેવો ધનિક ન બનું કે ગાંધી જેવો મહાત્મા ન બનું તો એમાં દુઃખી બની જીવને આપેલી આછીપાતળી સિદ્ધિને અસિદ્ધ ન બનાવી દઉં. જેવો હું હોઉં તેવો! મને મારામાં સંતુષ્ટ રહેતાં શીખવું.....

આટઆટલા સંકલ્પો તો મેં કર્યા! અગિયાર માસના અગિયાર સંકલ્પો. એના પુનરાવર્તનની જરૂર હતી.

હવે વર્ષ થયું, બાર માસ થયા. મારો બારમો સંકલ્પ શો હોવો જોઈએ?

પરંતુ બારમો સંકલ્પ આકાર પામે તે પહેલાં મને વિચારી જવા દો કે આકાર પામેલા કયા સંકલ્પને મેં સિદ્ધ કર્યો?

કોઈની ટીકા કર્યા વગર હું રહ્યો છું ખરો?

ભયથી હું મુક્ત છું?

મારો દેહ આખા વર્ષમાં અસ્વસ્થ નથી બન્યો શું?

પરિણીત હોઈને કે અવિવાહિત હોઈને મેં બ્રહ્મચર્યનું સેવન એકાદ માસ પણ કર્યું ખરું?

મારી કેટલી જરૂરિયાત ઓછી કરી? ચ્હા, કપડાં, ભોજન, સિનેમા, શું ઘટયું?

ચાર અભણ માનવીઓમાંથી કેટલાકને હું ભણાવી શકયો?

હિંદુત્વ કે મુસ્લિમપણાનો ગર્વ કેટલો ઘટાડયો?

ધન આવતું કેટલું અટકાવ્યું?

ખાદી પહેરી કરેલા ઢોંગમાથી એકાદ વખત હું ઊગર્યો કે નહિ?

કેટલા દિવસ મેં દસ મિનિટ પણ શાંતિ ધારણ કરી?

ખોરાકની, કાપડની, જરૂરિયાતોની કપાતના આ યુગમાં મને સંતોષ છે ખરો?

મને ડર લાગે છે કે મારો એકે સંકલ્પ મેં સિદ્ધ કર્યો નથી.

પાંચ વર્ષ સુધી અંગ્રેજોએ દૃઢ સંકલ્પ કર્યો કે વિજય મેળવવો જ છે. જર્મનીને નમવું નથી.

એ સંકલ્પ સિદ્ધ કરવા તેમણે અબજો રૂપિયા ખર્ચ્યા, કરોડો માનવીઓને અગ્નિમાં હોમ્યા, દિવસરાત સતત તપશ્ચર્યા કરી. આજ વિજય તેમની સામે આવી સ્મિત કરે છે.

રશિયાની નવીન જીવન જીવતી પ્રજાએ નિશ્ચયભર્યો સંકલ્પ કર્યો કે પરાજયને વિજયમાં ફેરવી નાખવો. રશિયાએ જર્મન વિજયભરતીને ખાળી પાછી વાળી અને એ ભરતીને ઓટમાં ફેરવી નાખી.

એ પ્રજાકીય સંકલ્પ: પ્રજાના મોટા ભાગનો સંયુક્ત સંકલ્પ.

એક સંકલ્પ પ્રજા સમસ્તનો મહા સંકલ્પ બની જાય છે ત્યારે એ બ્રહ્માંડને ચકવે ચઢાવે છે. એક શુદ્ધ સંકલ્પ સર્વનો સંકલ્પ બની જાય છે અને સિદ્ધિનાં દ્વાર ખુલ્લાં કરે છે. એને દરિયો ડુબાવતો નથી, અગ્નિ પ્રજાળતો નથી, મરુત શોષતો નથી. એની આગળ દરિયો ઝૂલતો પુલ બને છે, અગ્નિ રોશની બને છે અને મરુત એનો ઝૂલો બને છે.

પણ મારો સંકલ્પ? સંકલ્પમાળા?

એ તો તદ્દન સાદા સંકલ્પો છે. એમાં મારા ઉપર જ—મારા એકલાના જ ઉપર પ્રયોગ કરવાનો છે. સાધનોની જરૂર પણ નથી.

કોઈની નિંદા ન કરવી એ સંકલ્પ પાળવામાં મારે પૈસો ખર્ચવાની જરૂર નથી.

ભયરહિત બનવામાં મારે મારા જ મન સાથે મથન કરવાનું છે.

વજ્રદેહી બનવા માટે ઘરના ઓરડામાં માત્ર દંડબેઠક જ કાઢવાનાં છે, વ્યાયામમંદિરો માટે ફાળા કરવાના નથી.

બ્રહ્મચર્યપાલન માટે મારે મારી જ આંખને સીધી રાખવાની છે—બીજાની નહિ.

જરૂરિયાતો ઘટાડવા માટે મારે લાવલશ્કર ભેગું કરવાનું નથી.

અભણને ભણાવવા માટે મારે નિશાળ ઊભી કરવાની જરૂર નથી. એક વિદ્યાર્થી હું નજર નાખું ત્યાંથી મળી આવે એમ છે; એને માટે પ્રયોગમંદિર બાંધવાનાં નથી; મારો ઓટલો બસ છે.

ધર્મછાપ ભૂંસવા મારે ડાકોર કે દ્વારકાંનાં મંદિરો બાંધવાનાં નથી, શિષ્યશિષ્યાઓની શોધખોળ કરવાની નથી. હું જ મારો શિષ્ય.

મને કોઇ આગ્રહ કરતું નથી કે મારે યુદ્ધના કોન્ટ્રાન્કટો લેવા અને ધનના ઢગલા રચવા.

ખાદી કાઢી નાખી મારી અપાત્રતા ખુલ્લેખુલ્લી દર્શાવતાં હું શા માટે શરમાઉં છું ? મને કોઈ બળજબરી કરી ખાદી પહેરાવતું નથી.

દસ મિનિટ શાંત રહેતાં મને કોઈ ખંજર ભોકતું દેખાતું નથી. ખંજરની ખરાબી કરવા જેટલી મારી ભારે કિંમત જ નહિ હોય.

અને દરેક બાબતની હાયવરાળમાં પડવાને બદલે આત્મસંતોષ રાખી હું બેસીશ તો મારી સામાન્યતામાંથી કોઈ મને ઘસડી બહાર પાડે એટલું મહત્ત્વ હું ધરાવતો નથી.

તો પછી આ સાદા, વગર સાધને સિદ્ધ થાય એવા, બીજા કોઈની સહાય વગર અનુભવમાં ઉતારાય એવા સરળ, સહેલા,

અમક વગરના સંકલ્પો હું અમલમાં મૂકી ન શકું તો મને સંકલ્પ કરવાનો શો અધિકાર છે?

જે સંકલ્પ પાળી ન શકાય એ સંકલ્પ કરવો એ શરમ ભરેલું છે.

તેમાંયે સહેલાઈથી, સાધનની જરૂર વગર, કોઈની સહાય વિના પાળી શકાય એવો સામાન્ય સંકલ્પ પણ ન પળાય ત્યારે એ શરમ ઘટ્ટ બની જાય છે.

જે વસ્તુ શરમ ભરેલી છે એ વસ્તુ પાપ છે.

સંકલ્પ લેઈ તે સિદ્ધ ન કરવો એ ભારે પાપ છે.

તેમાંયે સરળ અને સહેલા સંકલ્પો પણ ન પળાય ત્યારે પાપનો પારાવાર ઊભરાય છે.

હવે વધારે સંકલ્પો કરવા બંધ કરું છું.

લીધેલા સંકલ્પોનું નિત્ય પુનરાવર્તન કરું અને તેમને પાળવા દૃઢ નિશ્ચય કરું.

સાદા, નાનકડા, અભવ્ય સંકલ્પોનો વિચાર પણ મને ઉન્નત કરે છે. જેટલી ક્ષણોમાં હું મારા એકાદ સંકલ્પને પણ યાદ કરું છું, તેટલી ક્ષણોમાં હું મને એક પગથિયું ઊંચે ઊભેલો જોઉં છું.

દિવસમાં એક ક્ષણ માટે એકાદ સંકલ્પ તો હું સિદ્ધ કરું!

પછી બીજી ક્ષણો એ સંકલ્પ સિદ્ધ થવા માટે સામે આવ્યા જ કરશે.

જગતને સુધારવાનો અભખરો લેઇ હું ન બેસું. એ પયગંબરો અને અવતારી પુરુષો કરે. હું તો એક નાનકડો માનવનમૂનો છું.

દેશને સુધારવા હું કમર ન કસું. દેશાભિમાની નેતાઓનું એ કામ. હું દેશાભિમાની હોવાનો ડોળ કરતો હોઈશ

તોય હું દેશાભિમાની નથી જ. અને નેતાગીરી માટે હું તદ્દન અપાત્ર છું.

હું માત્ર મને જ સુધારું. મારી સુધારણામાં ઝમક નથી, ભવ્યતા નથી, શક્તિપ્રદર્શન નથી. નાનું સાદું જીવન જીવવા યોગ્ય બને એટલું બસ. એમાંથી બીજા કોઈને પ્રેરણા પાવી નથી. હું જ આછી આછી પ્રેરણા વિભૂતિઓમાંથી મેળવી શકું તો બસ. અને એટલા માટે હું આજ છેલ્લો સંકલ્પ કરી લઉં.

સંકલ્પો શોધી એ સંકલ્પો ઉચ્ચારવાની મને શક્તિ મળી છે.

એ સંકલ્પો વારંવાર યાદ કરવાની અને યાદ કરીને તે સિદ્ધ કરવાની શક્તિ મારામાં હો.

અરે, બધાય સંકલ્પો કદાચ ભલે સિદ્ધ ન થાય. એમાંથી એકાદ તો હું સિદ્ધ કરી શકું!

એમાંથી એકાદ પણ સંકલ્પ સિદ્ધ ન કરી શકું તો પામરતાના અવતાર સરખો હું દેશ ઉપર, માનવ જાત ઉપર, મારા પોતાના ઉપર ભારણરૂપ છું તે ભારણરૂપ રહ્યા કરીશ.

દેશમાં અને દુનિયામાં આટઆટલા સંકલ્પો થતા આવ્યા છે. વર્તમાનપત્રો, સામયિકો, પુસ્તકો, વ્યાખ્યાનો, કથા, મંત્રણા, ઠરાવ એ સર્વમાં સંકલ્પોના ધોધ વહે છે.

એ સંકલ્પોના ધોધ મોટે ભાગે મૃગજળ છે.

મારા ખોબામાં લીધેલું પાણી સાચું પાણી સિદ્ધ થાય તો બસ. એ પાણી મૂકી જાહેરમાં નહિ પણ પેલા એકાંતિક સૂર્યને સાક્ષી રાખી જૂની સંધ્યાની ઢબે હું મનમાં જ મારો છેલ્લો સંકલ્પ ઉચ્ચારું:

લીધેલા સંકલ્પોમાંથી એકાદ સંકલ્પ પણ સિદ્ધ થાઓ!

‘સસ્તું સાહિત્ય’ એટલે ‘ઊંચામાં ઊંચું સાહિત્ય’

# ઉત્તમ ગ્રંથો

| ઉત્તમ ધાર્મિક ગ્રંથો— | પૃષ્ઠ | મૂલ્ય |
|---|---|---|
| સંપૂર્ણ મહાભારત–ભાષાંતર–દળદાર સાત ગ્રંથોમાં... | ૫૨૦૮ | ૪૫–૦ |
| ઉપનિષદો–૧૧૨–સરળ ગુજરાતી ભાષાંતર–ચાર ગ્રંથમાં... | ૫૫૨ | ૪–૦ |
| મહાભારતનું શાંતિપર્વ– ... ... ... ... ... | ૮૫૬ | ૭–૮ |
| માનસ રામાયણ–બે ભાગમાં, ૩૦ ચિત્રો સાથે... ... | ૧૪૦૦ | ૭–૦ |
| તુલસીકૃત રામાયણ–બે ભાગમાં, ૩૬ ચિત્રો સાથે ... | ૧૪૩૨ | ૭–૮ |
| વાલ્મીકિ રામાયણ–૩૭ ચિત્રો સાથે ... ... ... | ૧૫૨૮ | ૬–૮ |
| યોગવાસિષ્ઠ મહારામાયણ–ચાર દળદાર ગ્રંથોમાં ... | ૧૯૦૮ | ૧૨–૦ |
| દત્ત–પરશુરામ–મહાત્મા કૃષ્ણાત્મજજીકૃત ... ... | ૩૪૪ | ૨–૦ |
| શ્રીમદ્ ભાગવત–બે ગ્રંથમાં–આવૃત્તિ ૧૦મી, ૨૭ ચિત્રો | ૧૩૪૪ | ૮–૦ |
| ભગવતી( દેવી )ભાગવત– ... ... ... ... ... | ૯૨૮ | ૬–૦ |
| મનુસ્મૃતિ–સરળ ભાષાંતર મૂળ શ્લોકોસહિત ... ... | ૬૪૦ | ૩–૦ |
| પાતંજલ યોગસૂત્ર–સ્વામી વિવેકાનંદની ટીકા સાથે ... | ૧૯૨ | ૧–૦ |
| જ્ઞાનયોગ–(સ્વામી વિવેકાનંદકૃત) ... ... ... ... | ૨૩૬ | ૦–૧૨ |
| આખ્યાનમાળા–ગ્રંથ ૧ લો તથા ૨ જો ... ... ... | ૧૪૨૮ | ૬–૦ |
| વૈદિક વિનય–૩૬૦ વેદમંત્રો પ્રાર્થનાઓ રૂપે ... ... | ૮૪૦ | ૩–૧૨ |
| મહાભારતમંજરી–મહાભારત વિષે ઉત્તમ ગ્રંથ ... ... | ૭૪૪ | ૩–૦ |
| તું કોણ?–લેખક સ્વામી માધવતીર્થ ... ... ... | ૩૮૪ | ૨–૦ |
| અષ્ટાવક્રગીતા–સરળ અર્થ સાથે ... ... ... ... | ૭૨ | ૦–૮ |
| ઉપદેશસારસંગ્રહ–તામિલવેદનો અનુવાદ ... ... ... | ૩૮૪ | ૧–૮ |
| સુબોધરત્નાકર–ધર્મનીતિનાં ૧૦૫ દૃષ્ટાંતો ... ... | ૩૦૦ | ૧–૮ |
| હૃદયતરંગ અને બ્રાહ્મણની ગૌ ... ... ... ... | ૩૨૪ | ૧–૦ |
| આર્યધર્મનીતિ ને ચાણક્યનીતિસાર–... ... ... | ૨૦૮ | ૦–૮ |
| વિભુની વાટે ને રામાયણની રત્નપ્રભા–... ... ... | ૧૬૪ | ૦–૪ |
| વિષ્ણુસહસ્ર નામાવલિ દર્શન (અર્થ–વિવરણ સાથે)... | ૨૨૦ | ૦–૬ |
| આત્મરામાયણ–અધ્યાત્મ વિષયનું સરળ પુસ્તક ... | ૧૪૦ | ૦–૧૨ |
| જીવન્મુક્તિવિવેક ( સ્વામી વિદ્યારણ્યકૃત ) ... ... | ૨૨૦ | ૧–૪ |
| પરમાનંદની પ્રાપ્તિ–વૈષ્ણવો માટે ખાસ ઉપયોગી ... | ૨૬૪ | ૧–૮ |

| | | |
|---|---|---|
| **શ્રીજ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા**–આવૃત્તિ ૭મી ... ... | ૮૮૮ | ૪–૦ |
| **પ્રભુમય જીવનનું રહસ્ય** ... ... ... ... ... | ૧૬૮ | ૧–૦ |
| **વિદુરનીતિ** ૧૬૮ ૦–૧૨ \| **અવધૂત ગીતા** | ૧૫૨ | ૧–૦ |

**શ્રીમદ્ ભગવદ્ગીતા**–ગુજરાતી સરલાર્થ તથા **પંડિત નીલકંઠની** વિસ્તૃત ટીકા સાથે. કદ ૫×૭ાા, પૃષ્ઠ ૬૭૬, મૂલ્ય રૂપિયા ૧–૧૦

| | | |
|---|---|---|
| **શ્રી પંચરત્નગીતા**–શ્રીધરી ટીકા સાથે ... ... ... | ૬૦૦ | ૧–૧૦ |

**શ્રીભગવદ્ગીતા**–એક બાજુ શ્લોક ને બીજી બાજુ ભાષાંતરવાળી પૃષ્ઠ ૪૮૦, બૉર્ડપટ્ટીનાં પૂઠાં, મૂલ્ય રૂપિયા ૦–૮

**શ્રીમદ્ભગવદ્ગીતા**–માત્ર ગુજરાતી ભાષાંતર આવૃત્તિ ૨૦ મી, બૉર્ડ-પટ્ટીનાં પૂંઠાં, પૃષ્ઠ ૨૮૮, મૂલ્ય ૦–૪

## સંતવાણી તથા ઉપદેશો—

| | | |
|---|---|---|
| **પરમસુખી થવાના ઉપાયો**–શ્રીમન્નથુરામશર્મા ... | ૩૩૬ | ૨–૦ |
| **રામકૃષ્ણકથામૃત**–બે ગ્રંથોમાં નવી આવૃત્તિ ... ... | ૮૦૦ | ૫–૦ |
| **દીવાને સાગર**–શ્રી સાગરકૃત... ... ... ... ... ... | ૪૮૦ | ૪–૮ |
| **અખાની વાણી**–સુધારાવધારા સાથે–ત્રીજી આવૃત્તિ ... | ૫૦૪ | ૩–૦ |
| **પ્રીતમદાસની વાણી**–આવૃત્તિ ૨ જી ... ... ... | ૫૬૦ | ૨–૮ |
| **ભજનસાગર**–ઉત્તમ ૯૩૧ ભજનોનો સંગ્રહ... ... ... | ૬૮૮ | ૨–૮ |
| **ગુજરાતની ગઝલો** (દી. બ. કૃષ્ણલાલ ઝવેરી)... ... | ૧૮૦ | ૧–૦ |
| **तुकाम्हणे:**–પસંદ કરેલા અભંગોનો સંગ્રહ–મરાઠીમાં... | ૧૨૦ | ૦–૫ |
| **દાસબોધ**–(સમર્થ રામદાસ સ્વામીકૃત) ... ... ... | ૬૪૮ | ૨–૮ |
| **સ્વામી રામતીર્થના સદુપદેશો**–ગ્રંથ ૧ લો ... ... | ૫૬૪ | ૨–૮ |
| „ „ સદુપદેશો–(ગ્રંથ ૩ જા રૂપે) ... | ૫૨૦ | ૨–૮ |
| **સ્વામી વિવેકાનંદના ઉપદેશો**–(ભાગ ૪–૫)... ... | ૬૦૦ | ૨–૪ |
| „ „ **ભક્તિયોગ**–આવૃત્તિ ૨ જી (ભાગ ૮મા રૂપે) | ૩૮૪ | ૧–૮ |
| „ „ **પાતંજલ ને જ્ઞાનયોગ** (ભાગ ૧૦, ૧૧) | ૫૬૦ | ૨–૦ |
| **તુકારામ ગાથા**–ગ્રંથ ૧ લો તથા ૨ જો–સરળ ભાષાંતર | ૧૮૪૦ | ૬–૦ |

## સંતો તથા વીરપુરુષોનાં જીવનચરિત્રો—

| | | |
|---|---|---|
| **બુદ્ધચરિત્ર** તથા **અન્ય સંતપુરુષો**– ... ... ... | ૪૬૬ | ૨–૦ |
| **રામકૃષ્ણ પરમહંસ**–વિસ્તૃત ચરિત્ર ... ... ... | ૬૦૮ | ૨–૮ |
| **સ્વામી વિવેકાનંદ**–ચરિત્ર–(ભાગ ૯ મા રૂપે)... ... | ૭૮૪ | ૩–૦ |
| **સ્વામી રામતીર્થ**–વિસ્તૃત ચરિત્ર–(ગ્રંથ ૪ થારૂપે) ... | ૬૭૨ | ૩–૦ |
| **સંત તુકારામ**–વિસ્તૃત ચરિત્ર ... ... ... ... | ૬૪૮ | ૨–૮ |

**ચૈતન્ય મહાપ્રભુ**–ખંડ ૧ થી ૫–ત્રણ ગ્રંથોમાં (સચિત્ર) ૧૫૯૬ ૬–૮
**જ્ઞાનેશ્વર મહારાજ ને મહાત્મા એકનાથ** ... ... ૫૦૪ ૨–૮
**સ્વામીશ્રી બ્રહ્માનંદજી ને શિવાનંદજીનાં ચરિત્રો**... ૪૨૪ ૧–૬
**શ્રી રામચંદ્ર દત્ત ને નાગમહાશયનાં ચરિત્રો** ... ૩૩૬ ૧–૦
**મહાત્મા સરયુદાસજી, ભૂધરભક્ત ને મહાત્મા જાનકીદાસજીનાં ચરિત્રો** ... ... ૨૫૬ ૦–૧૦
**ભક્તચરિત્ર**–૨૯ ભક્તોનાં ચરિત્રો ... ... ... ... ૫૨૮ ૨–૮
**આદર્શ ચરિત્રસંગ્રહ**–ભાગ ૧ લો–૫૨ ચરિત્રો... ... ૬૩૬ ૧–૧૨
" " –ભાગ ૨ જો–૭૦ ચરિત્રો... ... ૬૨૪ ૨–૮
**મુસ્લિમ મહાત્માઓ**–(૯૬ ચરિત્રો, ઉપદેશોસહિત)... ૭૫૬ ૨–૪
**નાનક**–અન્ય નવ ગુરુઓના ટૂંકા પરિચય સાથે ... ૭૨ ૦–૬
**મહર્ષિ દયાનંદ** ૧૫૨ ૧–૦ | **સ્વામી સહજાનંદ** ૧૧૨ ૦–૧૨
**મહાવીર**–ભગવાન મહાવીરનું ટૂંકું ચરિત્ર... ... ... ૫૬ ૦–૬
**હિંદના આચાર્યો**–સંપાદક ડૉ. હરિપ્રસાદ ... ... ૬૦૮ ૪–૦
**શ્રી તૈલંગ સ્વામી**–વિશુદ્ધાનંદ તથા પૌહારી બાબાનાં ચરિત્રો ૮૮ ૦–૪

## ઐતિહાસિક તથા સાહિત્યવિષયક ગ્રંથો—

**ભારતના વીરપુરુષો**–ઐતિહાસિક ચરિત્રો ... ... ૩૩૬ ૧–૪
**વીર દુર્ગાદાસ** અથવા **મારુ સરદારો**– ... ... ... ૩૦૪ ૧–૦
**કચ્છની લોકવાર્તા**–(શ્રી. ડુંગરશી ધરમશી સંપટ)... ૩૫૪ ૨–૦
**સાહિત્યપ્રારંભિકા**–લે. હિંમતલાલ ગ૦ અંજારિયા ... ૧૫૨ ૧–૦

## ખાસ સ્ત્રી ઉપયોગી ગ્રંથો—

**ભારતની દેવીઓ**–દળદાર ત્રણ ગ્રંથોમાં ... ... ૨૨૬૮ ૯–૦
**દયાળુ માતા** અને **સદ્ગુણી પુત્રી**–(આવૃત્તિ ૫ મી) ૧૬૦ ૦–૮
**ટૂંકી વાતો ગ્રંથ ૧ લો**–સામાજિક નિર્દોષ ૬૬ વાતો ૫૮૮ ૨–૮
" " **૨ જો**–કુટુંબ માટે ઉપયોગી ૫૭ વાતો ૫૭૬ ૨–૮
" " **૫ મો**–સ્ત્રીપુરુષને ઉપયોગી ૫૬ વાતો ૪૦૮ ૨–૮
" " **૬ ઠ્ઠો**–સર્વ માટે ઉપકારક ૮૬ વાતો ૩૨૦ ૨–૮

| | | | | | |
|---|---|---|---|---|---|
| **સ્વર્ગનું વિમાન**– | ૩૭૨ | ૨–૦ | **સ્વર્ગનો ખજાનો**– | ૩૧૨ | ૨–૦ |
| **સ્વર્ગની કૂંચી**– | ૩૭૨ | ૨–૦ | **સ્વર્ગનો પ્રકાશ**– | ૩૩૬ | ૨–૦ |
| **સાચું સ્વર્ગ**– | ૪૯૨ | ૨–૦ | **સ્વર્ગની જિંદગી**– | ૩૦૦ | ૨–૦ |
| **સંસારમાં સ્વર્ગ**– | ૩૪૮ | ૨–૦ | **સ્વર્ગની સીડી**– | ૩૬૦ | ૨–૦ |
| **સ્વર્ગનો આનંદ**– | ૩૬૦ | ૨–૦ | **સ્વર્ગની સડક**– | ૪૬૮ | ૨–૦ |

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક ગ્રંથો—

| | | |
|---|---|---|
| **સંસારમાં સુખ ક્યાં છે?** (વા. મો. શાહ કૃત) ... | ૧૮૦ | ૧—૦ |
| **સુબોધપુષ્પવાટિકા**—શેખ સાદીકૃત ગુલિસ્તાઁનો અનુવાદ | ૧૩૬ | ૦—૫ |
| **સુબોધ કથાસાગર**—બોધદાયક દષ્ટાંતોનો સંગ્રહ ... | ૪૬૪ | ૨—૦ |
| **આગળ ધસો**—ચેતનાપ્રેરક મહાન ગ્રંથ ... ... | ૪૬૮ | ૨—૮ |
| **ભાગ્યના સ્રષ્ટાઓ**—સંશોધિત બીજી આવૃત્તિ ... ... | ૫૬૪ | ૨—૮ |
| **સુખી જીવનનાં સાધન**—ઉત્સાહપ્રેરક પુસ્તક ... ... | ૩૧૨ | ૧—૮ |
| **આદર્શ દષ્ટાંતમાળા**—બે ગ્રંથોમાં ... ... ... ... | ૬૨૮ | ૪—૦ |
| **કતલખાનું**—સામ્યવાદી અપ્ટન સીંક્લેરકૃત... ... ... | ૬૯૬ | ૩—૦ |
| **શુભસંગ્રહ**—(ભાગ ૧, ૨ ને ૯) જુદા જુદા ત્રણ ગ્રંથો | ૧૪૭૨ | ૫—૪ |

## વૈદક તથા વિજ્ઞાનના ગ્રંથો—

**આર્યભિષક્**—નવી દશમી આવૃત્તિ છપાય છે.

| | | |
|---|---|---|
| **ઔષધિ કલ્પલતા**—(સ્વામી કૃષ્ણાનંદજીકૃત) ... ... | ૧૧૨ | ૦—૧૨ |
| **વૈદક સંબંધી વિચારો**—ભાગ ૧ લો તથા ૨ જો ... | ૧૧૧૬ | ૩—૧૨ |
| **આયુર્વેદ નિબંધમાળા**—ભાગ ૧ લો તથા ૨ જો ... ... | ૧૧૫૨ | ૪—૪ |
| **આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન**—ગાંધીજીકૃત ... ... | ૧૪૮ | ૦—૪ |
| **આરોગ્ય ને ખોરાક**—(પોપટલાલ ગો. શાહ)... ... | ૧૭૬ | ૧—૦ |
| **હિંદના આર્થિક વિકાસની યોજના** ... ... ... | ૧૦૮ | ૦—૮ |

## બાળકો માટેનાં પુસ્તકો—

| | | |
|---|---|---|
| **બીરબલ** અને **બીજા**—લેખક જ્યોતિન્દ્ર હ૦ દવે ... | ૨૮૦ | ૧—૮ |
| **ભારતીય નીતિકથાઓ**—મહાભારતમાંની ૫૨ વાતો... | ૧૯૨ | ૦—૮ |
| **સુબોધક નીતિકથા**—૧૫૨ બોધપ્રદ વાતો ... ... | ૨૩૨ | ૦—૮ |
| **સદ્ગુણી બાળકો**—૬૯ ખરા બનાવોનો સંગ્રહ... ... | ૧૩૬ | ૦—૪ |
| **બાળસદ્બોધ**—વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ ... ... | ૧૨૦ | ૦—૪ |
| **બાળકોની વાતો**—રસિક વાતચીતરૂપે ૨૧ પાઠો ... ... | ૮૮ | ૦—૩ |
| ,, ,, —ભાગ ૨ જો—બોધપ્રદ ૬૧ પાઠો ... ... | ૨૬૪ | ૦—૮ |

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠે. ભદ્ર પાસે, **અમદાવાદ** ને કાલબાદેવીરોડ, હાથીબિલ્ડીંગ, **મુંબઈ—૨**

# ગ્રંથસેવનનો મહિમા

**यस्यास्ति सद्ग्रंथविमर्शभाग्यं। किं तस्य शुष्कैश्चपलाविनोदैः॥**

અર્થાત્ જેને સારા સારા ગ્રંથો વાંચવા–વિચારવાનું સદ્ભાગ્ય મળેલું હોય, તેને ચપળાના (સ્ત્રીના–લક્ષ્મીના) શુષ્ક વિનોદ શી ગણતરીમાં છે?

"પુસ્તકોમાં હું ગૂંથાયેલો રહી શકતો, તેથી મને બે માસ વધારે જેલ મળત તો પણ હું કાયર થાત નહિ; એટલું જ નહિ પણ મારા જ્ઞાનમાં ઉપયોગી વધારો કરી શકવાથી હું ઊલટો વધારે સુખ-ચેનમાં રહેત. હું માનું છું કે, જેને સારાં સારાં પુસ્તકો વાંચવાનો શોખ છે, તે ગમે તે જગ્યાએ એકાંતવાસ સહેલાઈથી વેઠી શકે છે. × × × એક પછી બીજું, એમ પુસ્તકો વાંચતાં છેવટે તમે અંતર્વિચાર પણ કરી શકશો." —મ૦ ગાંધીજી

"પુસ્તકો તરુણાવસ્થામાં સુમાર્ગ દેખાડે છે, વૃદ્ધાવસ્થામાં મનરંજન કરે છે અને ઉદાસીને વખતે સમાધાન કરીને આપણું જીવન આપણને નકામું લાગવા દેતાં નથી. વળી તે આપણી ચિંતા તથા ક્રોધાદિને શાંત કરી નિરાશાનો નાશ કરે છે."

"ગ્રંથોની ઓરડીમાં ગયા પછી તમે એને હાથ નહિ લગાડો તોપણ એ ગ્રંથો જ માનસવાણીથી તમને કહેશે કે, 'અમારામાં પુષ્કળ જ્ઞાન ભર્યું છે તે લો અને વાપરો, એટલે તમારું કલ્યાણ થશે.' શું આ માનસવાણી ઓછી કીમતી છે?"

"ઉત્તમ ગ્રંથો, તેનું સેવન કરનારાઓમાં ધર્મ, નીતિ, ચાતુર્ય, પ્રતિભા, શૌર્ય, ધૈર્ય તથા પરોપકારવૃત્તિને વિસ્તારે છે, અને જેમ-જેમ એ દૈવી ગુણોની સત્તા જામતી ચાલે છે, તેમતેમ દુનિયાને પીડારૂપ આસુરી ભાવોની જડ નાશ પામતી જાય છે."

"સુખ, વિદ્યા અથવા પ્રમાણિકતાના પ્રેમીઓએ તો જરૂર પુસ્તકોનો શોખ રાખવો."

"લીલા વનમાં ભૂખે મરનાર પશુમાં અને આટલાં આટલાં વાંચવાનાં સાધન છતાં જ્ઞાનહીન રહેનાર મનુષ્યમાં શો તફાવત?"

---



છેલ્લી અરધી સદીમાં મહાગુજરાતે મહર્ષિ દયાનંદ સરસ્વતી, મહાત્મા ગાંધીજી અને ભિક્ષુ અખંડાનંદ, એ ત્રણ મહાપુરુષો આપ્યા છે.

એ ત્રણે મહાપુરુષોએ જનતાના હિતનો મહાન સિદ્ધાંત વિચાર્યો, જાહેર કર્યો ને પોતાના જ જીવન દ્વારા અનેક મુશ્કેલીઓનો સામનો કરીને ક્રિયાના પ્રદેશમાં એ સિદ્ધાંતને સફળ કર્યો.

સંત અને કર્મયોગી એવા ભિક્ષુ અખંડાનંદે જનસેવાનો ઉચ્ચ પ્રકાર દેખાડ્યો છે.

તેમણે અજ્ઞાનરૂપી અંધારાં દૂર કરવા માટે પુસ્તકો દ્વારા ઉત્તમ વાચનરૂપી રસાયન લાખો ગુજરાતીઓને પૂરું પાડ્યું છે.

તેમણે ઋષિમુનિઓની વાણી અને વિદ્વાન લેખકોના વિચારોનો પ્રચાર કરી જનતાને નવું જીવન આપ્યું છે. તેમણે સાહિત્યના મહાન ક્ષેત્રમાંથી બસો જેટલાં ઉત્તમ પુસ્તકો ચૂંટીને સર્વ રીતે શુદ્ધ કરીને, સરળ અને સહેલાઈથી વાંચી શકાય તેવા મોટા અક્ષરોમાં છપાવ્યાં અને તેની લાખો પ્રતો ગરીબમાં ગરીબ માણસને પોસાય એવી સસ્તી કિંમતે ગુજરાતના ઘરેઘરમાં પહોંચાડી છે.

આ અપ્રમત્ત સંતપુરુષે '**कथयन्तो मां नित्यं**' એ ગીતાસૂત્ર પ્રમાણે, છેક છેવટની ઘડી સુધી ગુજરાતના જીવનમાં અનેક શુભ સંસ્કારો રેડ્યા છે.

તે શ્રેષ્ઠ કાર્ય તેમની પાછળ ચાલુ રહે તેવી વ્યવસ્થા પણ તેમણે કરી છે.

જ્ઞાનનું દાન એ સૌથી ઊંચું દાન છે અને એ પ્રદેશમાં પહેલી પંક્તિએ બેસનાર દાતા ભિક્ષુ અખંડાનંદનું સ્થાન ગુજરાતના ગૌરવમાં—હિન્દના રાષ્ટ્રજીવનમાં અપ્રતિમ રહેશે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** } અમદાવાદ અને મુંબઈ-૨